# પ્રસ્તાવના

અનાદિ કાળથી આજ પર્યંત જે જ્ઞાન થવાથી મહાત્માઓ શાશ્વત સુખ ભોગવતા થયા છે અને શ્રી કૃષ્ણ તથા શ્રી શંકરે જે જ્ઞાનને પુષ્ટિ આપી છે તે અદ્વૈત જ્ઞાન છે. મ્હારા સદ્ ભાગ્યે ગુરૂ મળી જવાથી તે જ્ઞાન સંપાદન કરીને સુખ પામ્યો તેવો લાભ બીજાઓને પણ મળે એવા નિષ્કામ હેતુથી આ લેખ લખ્યો છે.

આ લેખ સમજવાને સાધારણ મનુષ્યોને અધિકાર નથી તે હું સમજું છું. પણ ભણેલા વિચારવંત મનુષ્યો તે વાંચે અને તેઓના અંતઃકરણમાં પ્રકાશ પડે તો અધિકાર મેળવવાની પ્રવૃતિમાં તેઓ વહેલા વળે અને જીવનની નેમ પાર પડે એમ માનું છું. મ્હારા આગલા લેખો માટેના અભિપ્રાયો જોતાં હું આશા રાખું છું કે અધિકારી મુમુક્ષોને તો આ લેખ અતિ પ્રિય થઇ પડશે સંસારના તાપથી તપેલાઓ શાંતિ અર્થે કોઇ મહાત્માનો આશ્રય શોધે છે પણ તેવો આશ્રય હાલના સમયમાં મેળવવો સહેલ નથી તેઓને આ લેખ આશ્રય રૂપ થઇ પડશે. કેમકે મહાત્માને શરણે જવાથી સુખ શાંતિના જે મૂળ શિક્ષણ મળે છે તેજ શિક્ષણ આ લેખ પૂરૂં પાડે છે.

જેમ ભાષા જ્ઞાન હાલમાં મોટા પ્રમાણમાં ફેલાતું જાય છે તેમ વિચાર શક્તિ પણ ખીલતી જાય છે તેથી ધર્મશાસ્ત્રો માટે પૂછ પરછ એટલે ચૂનો ચરા (how and why) ઝાઝી થાય છે અને જ્યારે અંધ શ્રદ્ધાથી પળાતા

ધર્મોમાંથી પૂરતો ખુલાસો મળતો નથી ત્યારે ચંચળ મનુષ્યોની પોતાના ધર્મ પ્રત્યેની શ્રધ્ધા ઉઠી જાય છે અને નાસ્તિક વલણ પકડે છે તેવા ચંચળ મનુષ્યોનો આ લેખ સાચો રક્ષક થઇ પડશે કેમકે પારસી કે હિંન્દુ મુસલમાન કે ખ્રીસ્તી ધર્મોમાં જે જે શુભ કર્મો કરવાના તથા અશુભ કર્મો તજવાના શિક્ષણ આપ્યા છે પણ તે શિક્ષણના મૂળ કારણો સમજાવેલા નથી હોતાં તેવા શિક્ષણના સત્યા સત્યનું તોલ કરવાનું આ લેખથી બની આવશે અને ગયલી શ્રધ્ધા પાછી આવશે.

હિંન્દમાં એ જ્ઞાન તથા એના ગુરૂઓ કાંઇ છુપા છાના નથી પણ સઘળું જગ જાહેર છે. ખુદાઇ જ્ઞાનના તલબગારો મારી પેઠે તસ્દી લેશે તો એવા ગુરૂ અને જ્ઞાન મળી આવશે એજ જ્ઞાન યુનીવરસીટીના M. A. થયલા એ મહાત્માઓ સ્વામી વિવેકાનંદ અને સ્વામી રામતીર્થે યુરોપ તેમજ અમેરીકામાં ફેલાવી ફતેહ મેળવી છે. એ જ્ઞાનનો અભ્યાસ કરવાથી કોઇ વટલી જતું નથી પણ તે વડે એકજ ખુદાનું સ્વરૂપ સ્પષ્ટ સમજાવાથી સહુ કોઇ પોત પોતાનો ધર્મ વધારે સફાઇથી પાળી શકશે. કાળે કરીને જુના ધર્મોમાં અસત્ય કે વહેમો દાખલ થયાં હશે તે સમજીને દૂર કરી શકશે સઘળા ભેદ ભરમો સમજી શકાશે અસત્ય ગુરૂને હાથે કોઇ ઠગાશે નહિ સામાન્ય ભ્રાતૃભાવ ખાલી નીકળશે પ્રેમ પ્રકટ થશે અને જગતમાં સુખ શાંતિ ફેલાઇ રહેશે.

પોતાના ૨૧ નુસકો (પુસ્તકો) નો નાશ થઇ જવાનો મ્હારા વહાલા પારસી ભાઇઓને ઘણો બળાપો છે પણ હવે તેનો કોઇ ઇલાજ નથી માટે પૂરાતન અવસ્તા ભાષાની બ્હેન જેવી ગણાતી સંસ્કૃત ભાષામાંના એકજ ખુદાને માનવાના આ અદ્વૈત જ્ઞાનનો લેખ વિચારવંત પારસી ભાઇઓ સમક્ષ ખાસ ભળામણ સહિત રજુ કરૂં છું કે તેઓ સત્ય જાણે અને અષો પેગામ્બર જરથોસ્ત સાહેબની દીનને અસલ ખાલેસ હાલતમાં મુકી પાક જરથોસ્ત સાહેબનું નામ કાયમ રાખે જેથી દાદર હોરમઝદ ખુશ હાલ થાએ

કેટલાક માયાવિ હિન્દુ ભાઇઓ જગતને મિથ્યા કહેતાંજ ભડકે છે તેમજ પારસી ભાઇઓ ડરે છે કે આવું લખાણ વાંચી અમલ કરવાથી કોઇ સન્યાસી તો કોઇ ગાંડા બની જાય છે. એવા ભાઇઓ અગાઉથી વિરૂદ્ધ વિચાર બાંધી ન રાખતાં છેવટ સૂધી ધીરજથી વાંચી જોતાં "જ્ઞાન માર્ગ માટેનો ખોટો ભય" અને સંસાર મિથ્યા કેમ અને કયારે" ના વિષયો જોશે ત્યારે સંતોષ પામશે એવી આશા છે.

એજ જ્ઞાનને લગતા મ્હારા આગલા લેખો માટે નીચલા ગ્રહસ્થોએ ઉંચા અભિપ્રાયો લખીને ઉત્તેજન આપ્યું છે તેઓનો હું અત્રે ઉપકાર માનું છું અને તેઓના ઝળકતા નામોથી આકૃષાઇને જેઓ લેખ વાંચવા મન કરશે તેઓ પણ એ ગ્રહસ્થોનો ઉપકાર માનશેજ એવી આશા રાખું છું. જેઓએ અભિપ્રાય લખવાની કૃપા કરી છે તેઓમાંના થોડાક નામો:—

ખંભાત વાળા યતિશ્રી મુકુંદાશ્રમજી
દીલ્લીવાળા પ્રખ્યાત સ્વામી શ્રદ્ધાનંદજી
બીલખાવાળા મહાત્મા નથુરામ શર્મા
હાઇકોર્ટના રીટાયર્ડ જજ સાહેબ સરનારાયણ
ચંદાવરકર
સુરતના સ. કો. કોર્ટના રીટાયર્ડ જજ સાહેબ
મધવચ્છરામ વહોરા
રીટાયર્ડ જજ સાહેબ ખા. બા. ન. દો. ખંડાલાવાળા
સુરતવાળા મી. ગણપતરામ ત્રવાડી એજ્યુકેશનલ
ઇન્સ્પેકટર સાહેબ
અમદાવાદ ટ્રેનીંગ કોલેજના રીટાયર્ડ પ્રિન્સીપાલ મી.
કમળાશંકર ત્રીવેદી
રાજકોટ સીવીલ સ્ટેશન મી૦ મણીલાલ હો. ઉદાણી
M. A. LL. B. &c.
વડોદરાવાળા પ્રિન્સિપાલ મી૦ હીરાલાલ વી. શરાફ
વિદ્યા ભૂષણ વિગેરે.

વ. મો. હા.

## સુખ.

સઘળાજ સુખ શોધે છે માટે સુખ તે શું છે વિગેરે સુખનું સ્વરૂપ જાણવું જોઇએ. સુખ તે અંતઃકરણની આનંદમય લાગણી છે. એવી લાગણી મન પસંદ પદાર્થોની પ્રાપ્તિ થકી ઉત્પન્ન થાય છે. પ્રથમ બાળ અવસ્થામાં પોતાની છાતીમાંથી પોષણ કરે છે તેથી માતા સુખ આપતી જણાય છે અને તે સહુથી વહાલી પણ લાગે છે પણ જ્યારે

રમવા જેટલી શકિત આવે છે ત્યારે રમકડાં એવાં તો સુખ આપતાં જણાય છે કે પેલી સુખ આપતી માતા ને રમતાં બાળકને છાતીમાં ચાંપવા બોલાવે છે તોપણ બાળક રમત છોડતું નથી. એમ કરતાં નિશાળની જીંદગી આવે છે તે દરમ્યાન વાર્તાઓ સુખ આપતી જણાય છે પછી જુવાની આવતાં સ્ત્રી સઘળા સુખનું મૂળ જણાય છે અને છોકરાં અવતરવે તે છોકરાઓમાંજ સઘળું સુખ સમાઇ રહે છે. ત્યાર બાદ પૈસા મેળવવામાં સુખ સમજાય છે. અને પૈસા કામ જોગા સંઘરી શકાયા તો કીર્તિ મેળવવામાં સુખ જણાય છે. નસીબ યારી આપે અને કીર્તિ ખાટી રહ્યા તો વૃદ્ધાવસ્થામાં સ્વર્ગ મેળવવાના સાધનો સુખ આપતા જણાય છે એવી રીતે એક સાધારણ મનુષ્યનું સુખ આખી જીંદગીમાં એક સરખું રહેતું નથી પણ સમય સમયે બદલાતું રહે છે અને સુખની લાગણી ઉત્પન્ન કરનારા પદાર્થો પણ એકના એક રહેતા નથી પણ સમયની સાથે બદલાતા રહે છે.

છેવટે હંમેશના સુખનું સાધન સ્વર્ગ છે એ માન્યતામાં આમળ વધતાં સત્ય વિચાર ઉત્પન્ન થાય છે કે થોડું કે ઘણું ( limited ) પૂન્યનું કાર્ય કર્યું હોય તેનો બદલો હમેશનો ( unlimited ) કેવી રીતે હોઇ શકે કારણ ( cause ) જેટલું બળવાન હોય તેટલા પ્રમાણમાંજ અસર ( effect ) નિપજવી જોઇએ એ સિદ્ધાંત સત્ય છે માટે કરેલું પૂન્ય પણ ભોગવ્યા પછી ખુટી જવુંજ જોઇએ. એવા

સત્ય વિચાર થવાથી સ્વર્ગ પણ થોડી મુદતના સુખનું સાધન હોવાની સમજ પડે છે. અને સંસારની સઘળી વસ્તુઓ તથા સ્વર્ગ કાયમ સુખના સાધનો નથી એમ ખાતરી થાય છે.

સુખ ભોગના પદાર્થો કાયમ સુખ આપનારા નથી એટલુંજ નહિ પણ વિચારી જોશો તો જણાશે કે તે ખરું સુખ આપનારા પણ નથી કેમકે સુખ ભોગના પદાર્થો જેટલા મળે છે તેટલા ઓછાજ પડે છે અને સહુ કોઇ તેનાથી અધિક મેળવવામાંજ અછાડ પછાડ કરે છે. એવી રીતે કહેવાતું સુખ પહોંચાડનારા પદાર્થો તૃપ્તિ આપતા નથી કે શાંતિ સુખ મળતું નથી એવું જોઇને ડાહ્યા મનુષ્યો કાયમના ખરાં સુખની શોધમાં નીકળે છે.

પરમાત્મા ( ખુદા ) એ સઘળું ઉત્પન્ન કર્યું છે તે સત્ય છે પણ જેને ઉત્પતિ છે તેનો નાશ પણ હોય છે એ સિદ્ધાંત પણ સત્ય છે એટલે ઉત્પન્ન થયલું સઘળું નાશવંત છે તે મેળવવા માટે તેમાં પ્રેમ સાધવાથી હંમેશનું સુખ મેળવવાની આશા રાખવી ફોકટ છે. જેના મળવાથી અધિક કશું મેળવવાનું બાકી રહે નહિ અને જે હંમેશનું કાયમ હોય તેનેજ ડાહ્યા મનુષ્યો હંમેશનું અને ખરું સુખ આપનાર મેળવવા યોગ્ય માને છે. ફકત એક પરમાત્માજ હંમેશની કાયમ હયાતી ધરાવે છે. તેથી તેમાં પ્રેમ સાંધ્યો હોય તોજ હંમેશનું કાયમ સુખ મળી શકે એવું હોવાથી પરમા-

ત્માનો મેળાપ કેવી રીતે થઇ શકે તેનો વિચાર કરતાં મનુષ્યો પોતપોતાના ધર્મસ્થાપકો તરફ નજર દોડાવે છે.

પરમાત્મા એકજ છે પણ તેનો મેળાપ કરવાના ચઢ ઉતર માર્ગો અનેક છે તે માર્ગને ધર્મ કહે છે તેનો અભ્યાસ કરતાં જણાય છે કે પરમાત્માનો મેળાપ કરવા માટે દરેક ધર્મ સ્થાપકને જ્ઞાન મેળવવા મનન કરવાની જરૂર પડી હતી પારસી ધર્મ સ્થાપક અષો પેગામ્બર જરથોસ્ત સાહેબ માટે પણ એમજ કહે છે અને પેગામ્બર સાહેબને પ્રાર્થના કરતાં એમ બોલેલા જણાવે છે કે "વોહુ મન વડે ઓ દાદાર હોરમઝદ હું તમને પહોંચુ" ધર્મના મૂળ સ્થાપકોએ એવી રીતે પરમાત્માને પવિત્ર મન એટલે અંતઃકરણ વડે પીછાનીને પરમાત્મા અને તેની માયાશક્તિ એટલે ખુદા અને કુદરતને લગતું જ્ઞાન જાહેર કર્યું છે એનેજ ( revelation ) એટલે બ્રહ્મજ્ઞાન ( ગેબી બશારત ) વડે પ્રકટ થયલી જાહેરાત ( શ્રુતિ ) કહે છે.

હંમેશનું સુખ આપનાર પરમાત્માનો મેળાપ કરવા ચાહનારા પરમાત્માનું સ્વરૂપ કેવું છે તે એવા ધર્મ સ્થાપકોએ જાહેર કરેલા ધર્મોમાંથી જાણે છે. પરમાત્માનું સ્વરૂપ એટલે ખુદા કેવો છે તેનું વર્ણન કરતાં સઘળા ધર્મો અમુક શિક્ષણોમાં એક મત છે તે એક મત ઉપરાંત મહાત્મા ગુરૂ જેને સદભાગ્યે મળી જાય છે તેને પરમાત્માનું સ્વરૂપ અદ્વૈતજ્ઞાન વડે બહુ ચોકસાઇથી અને વિસ્તારીને શીખવે છે. આ ભારત ભૂમીમાં દરેક સદીમાં નવા નવા શોધક મહા

ત્માઓ આ જ્ઞાન જાતે અનુભવ સિદ્ધ કરી તેના શિક્ષણ આપતા રહ્યા છે આ જમાનામાં પણ તેવા મહાત્મા ગુરૂઓ સ્વામી રામતિર્થ M. A. તથા સ્વામી વિવેકાનંદ M. A, બહુ જાણીતા થયા છે. જે પરમાત્માના મેળાપથી હંમેશનું સુખ મળી શકે છે તે કેવો છે તે જાણવું જોઇએ.

## પરમાત્મા.

મહાત્મા ગુરૂ ખુદાને પરમાત્મા કહે છે અને શીખવે છે કે તે સર્વ વાતે પૂરો એવો પૂર્ણ છે. એટલે સર્વજ્ઞ, સર્વ શકિતમાન અને સર્વવ્યાપક છે. સર્વત્ર વ્યાપી રહ્યો છે તેથી સઘળી વસ્તુઓ અને સઘળાં ભૂવનોને નિયમમાં રાખી શકે છે. અને સર્વ શકિતમાન હોવાથી ચાહે તેવાં બ્રહ્માંડો ઉત્પન્ન તથા લય કરી શકે છે. તે સહુથી શૂક્ષ્મ ચૈતન્ય ( spirit ) છે તેથી સઘળી વસ્તુઓની ભિત્તર તથા બહાર વ્યાપી રહયો છે છતાં સઘળા જડ પદાર્થોથી અલગ રહે છે. એટલે જડ પદાર્થો તેના પર કશી અસર કરી શકતા નથી. અને ગમે તેવા સ્થૂલ કે શૂક્ષ્મ પદાર્થો વડે તેને ઘેરી શકાતો નથી અથવા તેના ભાગ પાડી શકાતા નથી એવો તે અખંડ છે. તેની હયાતી અનાદિ ( શરૂઆત વગરની ) અને અનંત ( અંત વગરની ) છે. એટલે જેની શરૂઆત કલ્પી શકાય નહિ એવા કાળથી તેની હયાતી કાયમ હતી, છે અને રહેશે. તે અનંત ( infinite ) હોવાથી તેને આકાર કે વિકાર ( change ) હોતાં નથી. જેને આકાર કે વિકાર હોય તે અનંત હોતું નતી.

એવી રીતે જે સર્વવ્યાપક અનંત હોય તે એકજ હોઇ શકે. કોઇ જગ્યા કે ભુવન તેનાથી ખાલી નથી કે ત્યાં તેના શિવાય બીજો કોઇ વસી શકે તેમજ વળી કોઇ જગ્યા તેનાથી ખાલી ન હોવાથી ત્યાં જવા આવવા માટે તે હીલ-ચાલ કરતો નથી પણ સદા સ્થિર સ્વયંપ્રકાશ છે. એટલે પોતે પોતાની ખૂબી વડેજ સદા પ્રકાશમાન છે. તેને પ્રકાશવાવાળી અન્ય કોઇ વસ્તુ નથી તેના પ્રકાશ વડે સઘળું પ્રકાશે છે. દિવસની રોશની તેમજ રાત્રિનો અંધકાર બન્ને તેના પ્રકાશ વડેજ પ્રકાશે છે એટલે જોઇ જાણી શકાય છે. તે સ્વતંત્ર છે તેને બીજા કોઇનો આધાર નથી. પણ તે સઘળાનો આધાર છે, તે સ્વયંભૂ છે. એટલે તેને અસ્તિત્વ ( હયાતી ) માં લાવનાર અન્ય કોઇ વસ્તુ નથી પણ તે પોતે પોતાનીજ ખૂબી વડે ત્રિકાળ ભૂત ભવિષ્ય અને વર્તમાનમાં વગર ફેરફારે એક સરખું અસ્તિત્વ ભોગવે છે. તેથી માત્ર એક પરમાત્માજ સત્ય છે. અને નજરે પડતી આકાર અને વિકાર વાળી સઘળી નાશવંત વસ્તુઓ મિથ્યા અસત્ય છે.

પરમાત્મા પોતાની માયા શકિત દ્વારા મન ( અંતઃકરણ ) રૂપે, પ્રાણ રૂપે તથા આકાશ, વાયુ, અગ્નિ, પાણી અને પૃથ્વી એવાં પંચતત્વો રૂપે પ્રકટ થયો છે મહાત્મા ગુરૂ શીખવે છે કે પોતાનું મુળ સ્વરૂપ બદલ્યા વિના આવાં જગત રૂપે પ્રકટ થવાની તે કુદરત ( ઐશ્વર્ય ) ધરાવે છે

એવી તેની માયા શક્તિ છે. ખુદાયનો અર્થ ફારસી ભાષામાં પોતે આવવાવાળો થાય છે તે જોતાં બ્રહ્માંડો રૂપે પ્રકટ થયલા પરમાત્માને આપેલું ખુદાય નામ બહુ બંધ બેસતું જણાય છે.

'કાયમનું સુખ મેળવવા માટે જેની કાયમની હયાતી છે એવા પરમાત્માનું સ્વરૂપ જાણ્યા પછી જીજ્ઞાસુ મનુષ્યે પોતે હંમેશનું ખરૂં સુખ ભોગવવા નીકળે છે તે કેવી રીતે ભોગવી શકે તે માટે પોતાનું સ્વરૂપ એટલે પોતે કોણ અને કેવો છે તે જાણવું જોઇએ તે પણ મહાત્મા ગુરૂ ચોકસાઇથી વિસ્તારીને શીખવે છે.

## મનુષ્ય.

નજરે પડતું મનુષ્યનું એક શરીર એકેકથી શૂક્ષ્મ એકેકમાં સમાઇને રહેલાં એવાં સ્થલ શૂક્ષ્મ અને કારણ શરીર મળીને ત્રણ શરીરોનું બનેલું હોય છે. દાખલા તરીકે પાણી વડે એક માટીનો ગોળો બનાવો અને વિચારી જુઓ તો સમજાશે કે તે ગોળામાં માટીનું સ્થૂલ ભૂવન છે તેમજ પાણી જે માટીથી શૂક્ષ્મ બારીક પાતળું તત્વ છે તે પણ માટીમાં સમાઇને રહેલું છે તે પાણી તે જાણે શૂક્ષ્મ ભૂવન છે અને હવા જે માટી તથા પાણીથી પણ શૂક્ષ્મ છે તે હવા પણ એ માટી તથા પાણી વાળા ગોળામાં સમાઇને રહેલી છે એવી રીતે એક દેખાતા ગોળામાં એકેકથી શૂક્ષ્મ ત્રણ ભૂવનો સમાઇને રહેલા છે તેવીજ રીતે આ જગત

એટલે સ્થૂલ ભૂવન અને સ્વર્ગ નર્કાદિ શૂક્ષ્મ ભુવનોની તથા મનુષ્યના સ્થૂલ શૂક્ષ્મ શરિરોની હાલત સમજવાની છે.

એવા શરીરમાં પ્રાણુ ( શ્વાસ ) હોય છે તે વડે પાંચે કર્મ ઇન્દ્રિયોનો વ્યવહાર ચાલે છે એટલે વાણી, હાથ પગોની હીલચાલ અને કુદરતી હાજતોની ક્રિયા થાય છે. પ્રાણુ ઉપરાંત એવા શરીરમાં અંતઃકરણુ એટલે દિલ હોય છે તે વડે પાચે જ્ઞાન ઇન્દ્રિયો આંખ, જીભ, નાક, કાન અને ચામડીના વિષયો રૂપ, રસ, ગંધ, શબ્દ અને સ્પર્શનું અનુક્રમે જ્ઞાન થાય છે. મહાત્મા ગુરૂ કહે છે કે એ શરીરો સઘળાં સ્થુલ તથા શૂક્ષ્મ તત્વો સહિત જડ ( non spiritual ) હોય છે. એ અંતઃકરણુની બનાવટ એવી છે કે જેમ સૂર્ય પ્રતિબિંબ રૂપે આરસીને પ્રકાશે છે તેમ પરમાત્મા આત્મા રૂપે શૂક્ષ્મ અંતઃકરણુને પ્રકાશે છે.

પરમાત્મા સહુથી શૂક્ષ્મ ચૈતન્ય છે તેથી સઘળા પદાર્થોના ભિન્તરમાં હોય છે પણ જેને અંતઃકરણુ હોય છે તેનેજ જીંદગી પ્રકટ થાય છે અને જેમ લોહચુંબકના બળ વડે લોઢાનો કકડો ચળવળ કરે છે તેમ પરમાત્માના ચૈતન્ય વડે અંતઃકરણુ ઇત્યાદિ શરીરના સ્થુલ તથા સૂક્ષ્મ જડ તત્વો ચૈતન્ય મય બનીને પોત પોતાનો વ્યવહાર ચલાવે છે.

શરીર અન્ન પાણી થકી નિભે છે પણ તેની ક્રિયા શકિત પ્રાણુ વડે હોય છે. તે ક્રિયા શકિત અંતઃકરણુની વૃતિના દોરવવા પ્રમાણે ચાલે છે અને અંતઃકરણુની વૃતિઓ ભિન્તરમાં અંતઃકરણુને આત્મા રૂપે પ્રકાશતા પરમાત્માને

લીધે ચાલે છે. અંતઃકરણને પ્રકાશતા પરમાત્માને આત્મા કહે છે. પરમાત્મા સહુથી શૂક્ષ્મ ચૈતન્ય હોવાથી સઘળા અંતઃકરણની અંદર તથા બહાર વ્યાપી રહ્યો છે અને સ્થૂલ કે શૂક્ષ્મ પદાર્થો વડે તેને ઘેરી શકાતો નથી કે તેના ભાગ પાડી શકાતા નથી એવો તે અખંડ છે તેથી અંતઃકરણના ભિન્તરમાં વ્યાપી રહેલો પરમાત્મા અને બહાર સર્વત્ર વ્યાપી રહેલો પરમાત્મા એકજ છે. શરીરો મુસાફરી કરે છે તેમાં તે ચોંટી રહેતો નથી પણ એક ઘડો કે પ્યાલો જ્યાં લઇ જશો ત્યાં તેમાં આકાશ ( space ) હોય છે તેમ પરમાત્મા સહુથી શૂક્ષ્મ ચૈતન્ય હોવાથી અને આકાશની પેઠે સર્વત્ર વ્યાપી રહેલો હોવાથી શરીરો ગમે તે જગ્યાએ કે ભૂવન જાય ત્યાં તેના શૂક્ષ્મ અંતઃકરણને પ્રકાશતો રહે છે એવું હોવાથી સમુદ્રમાં માછલાં રહે છે તેમ શરીરો પરમાત્મા માંજ ફરે છે હરે છે અને જીવે છે. સઘળા અંતઃકરણોને પરમાત્મા આત્મારૂપે પ્રકાશે છે માટે અંતઃકરણનું સ્વરૂપ જાણવું જોઇએ.

### અંતઃકરણ

મનુષ્ય દેહની પેઠે અંતઃકરણનું સ્વરૂપ સ્થૂલ શૂક્ષ્મ અને કારણ એવું ત્રેવડું સમજવું, બીજમાં વૃક્ષ અપ્રકટ ( nonmanifest ) રહેલું હોય છે તેમ અંતઃકરણ કારણ શરીરીમાં અપ્રકટ રહે છે એમાં અપ્રકટ વાસનાઓ સંસકાર રૂપે રહે છે શૂક્ષ્મ શરીરમાં તથા સ્થુલ શરીરમાં અંતઃકરણ પ્રકટ રહે છે તેથી જાગૃત અને સ્વપ્નાવસ્થામાં અંતઃકરણની

વૃત્તિઓ ચંચળ રહે છે પણ સુષુપ્તિ અવસ્થા એટલે ભર ઉંઘની હાલતમાં કારણ શરીરમાં લય પામેલી રહે છે. અંતઃકરણને મન, ચિત્ત, બુદ્ધિ અને અહંકાર એવી ચાર વૃતિઓ છે. અંતઃકરણ એકજ છે છતાં તેની પ્રકૃતિ એવી છે કે પ્રસંગો પાત કામ પડવે મનરૂપ, ચિત્તરૂપ, બુદ્ધિરૂપ કે અહંકાર રૂપ થઇ રહે છે. અંતઃકરણ વડે જ્ઞાન શકિત છે. જ્ઞાન શકિત ધરાવવાનું તે સાધન છે. પાચ જ્ઞાન ઇન્દ્રિયોના વિષયોનું તે ભાન કરાવે છે મગજના અવયવ થકી જ્ઞાન શકિત છે એમ કેટલાક અટકળે છે. મગજ સ્વતંત્ર અવયવ નથી પણ જ્ઞાન શકિત માટે અંતઃકરણને તે આધીન છે.

## મન.

અનાદિ કાળથી દરેક અંતઃકરણમાં વાસના જડ ઘાલી બેઠી છે તે પ્રાણની ગતિ વડે રાત દિવસ શૂક્ષ્મ અંતઃકરણમાં સ્ફૂર્યા કરે છે તે વાસના મનવૃતિ વડે અંતઃકરણ ઇચ્છા રૂપે પ્રકટ કરે છે તેથી જેની જેની વાસના તેવા તેના વિચાર હોય છે. મનુષ્યોના વાસના વિચાર માબાપ થકી ખાસ ઉતરી આવે છે એવું કાંઇ હોતું નથી પણ મનુષ્યનો જન્મ ઘણુખરૂ તેની વાસના ઇચ્છાને મળતા આવતા માબાપને પેટે કર્મ અનુસાર થાય છે. વાસના ઇચ્છાને મનોવૃતિ વડે અંતઃકરણ વિચાર રૂપે પ્રકટ કરે છે તેથી અહંતા અને મમતા ઉત્પન્ન થાય છે. એટલે હું અને મ્હારૂં તે સહુથી

સારૂં એવા વિચાર સઘળાને આવ્યા કરે છે અને પોતાની સ્ત્રી છોકરાંને વિષે પોતાના ધર્મ શાસ્ત્રને વિષે અને ખુદ પોતાને વિષે અંધ મોહ રહે છે. મહાત્મા ગુરૂ કહે છે કે આ અંધ મોહ જ્ઞાન થવામા મોટી નડતર સમાન છે. ડાહયા મનુષ્યો તેને જીતી જાય છે અને પોતાના ઉપરાંત પારકાનું મળી આવતું ચઢિયાતું જ્ઞાન સંપાદન કરીને જીંદગી સફળ કરે છે.

મનવડે વાસના ઇચ્છા રૂપે પ્રકટ થાય છે અને તે પ્રમાણેના પદાર્થોમાં મોહ ઉત્પન્ન કરે છે. તેથી કર્મ નિપજે છે અને તે કર્મનું ફળ ભોગવવા પુનર્જન્મના ફેરા ખાવા પડે છે કેમકે જેવું કારણ તેવી અસર નીપજવી જોઇએ એ કુદરતો અચળ કાયદો છે. એવી રીતે કર્મ બંધન નિપજાવવાના કારણરૂપે મન છે ખરૂં પણ ચાલુ જન્મોના ફેરા ખાતાં અંતઃકરણની જ્ઞાનશકિત ખીલતી જાય છે વાસના ઇચ્છા શુધ્ધ થતી જાય છે અને વિષય વાસનાના પદાર્થોને બદલે પરમાત્માને પામવાની શુધ્ધ વાસના ઇચ્છાને મન વિચાર રૂપે પ્રકટ કરે છે અને પરમાત્માને પામવાનો મોહ ઉત્પન્ન કરે છે એવું હોવાથી મન મનુષ્યને પરમાત્માથી દુર રાખે છે તેમ નજદીક પણ પહોંચાડે છે.

## ચિત્ત

અંતઃકરણની ચિત્તવૃતિ ચક્ષુદ્વારા (આંખ મારફતે) કોઇ પદાર્થ સુધી પહોંચી જાય છે અને અંતઃકરણમાં તે પદાર્થનો આકાર પકડે છે અને તે પદાર્થ જોયો એવું

મનુષ્યને ભાન થાય છે. અંતઃકરણ ચિત્તવડે જે આકાર પકડે છે તે બીજો આકાર કે વિચાર થાય ત્યાં સુધી કાયમ રહે છે-ચિત્ત જેટલું દૃઢ હોય છે તેટલા આકાર દૃઢ હોય છે અને તેના પ્રમાણમાં ભાન થાય છે. એ ચિત્ત વડે અગાઉ પકડેલા આકારોને તે આકારના પદાર્થો ગેરહાજર છતાં જાગૃત અવસ્થામાં ઘણીવાર અંતઃકરણ પાછા રજુ કરે છે ત્યારે તે પદાર્થોનું સ્મરણ થયુ ( યાદ આવી ) એમ કહેવાય છે જાગૃત અવસ્થાના પદાર્થોના આકાર એજ ચિત વૃતિ સ્વપ્નાવસ્થામાં રજુ કરે છે તે પદાર્થો સ્વપ્નામાં જોયા એમ ભાન થાય છે. વાસના ઇચ્છા કર્મ બળથી પરીપકવ થઇ હોયછે એટલે ફળવાની તૈયારીમાં હોય છે ને પ્રથમ સુક્ષ્મ ભુવને પ્રકટ થાયછે તેનુ સ્વપ્નાવસ્થામાં અંતઃકરણ ભાન કરાવે અને તેવુંજ તે જાગૃત અવસ્થામાં ફળે છે તે સાચુ સ્વપ્નું કહેવાય છે.

શૂક્ષ્મ શરીરમાં મનુષ્યને પોતાની વાસના મુજબની મન વડે પ્રકટ થતી ઇચ્છા તથા ચિત્ત વડે પ્રકટ થતા સ્વરૂપો અંતઃકરણ દેખાડે છે તેને સ્વપ્ન કહે છે. એ સ્વપ્ન મિથ્યા છે સત્ય નથી કેમકે તે તો વાસના મુજબની કલ્પનાનો દેખાવ માત્ર છે જેઓની 'વાસના શુધ્ધ હોય છે અને અમુક પવિત્ર દેવી દેવતાઓ કે પીર પેગામબરોમાં મોહ લગાડયો હોય છે તો તે મોહને લગતા વિચારો અને સ્વરૂપો અંતઃકરણ પ્રકટ કરે છે તે પણ સત્ય નથી કેમકે જે જુઓ

છો તે તો તમારા મોહની પ્રતીતિ (Manifestation) માત્ર છે–તમે કાંઇ દેવતાઓની પાસે જતા નથી કે દેવતાઓ કાંઇ તમારી પાસે આવતા નથી પણ મનના મોહની અંતઃકરણમાં સીનેમાની પેઠે છબી પડે છે તે તમે જુઓ છો એવું ભાન થાય છે. સ્વપ્નાવસ્થામાં શૂક્ષ્મ શરીર કાંઇ મુસાફરી કરતું નથી.

જેવી રીતે ચિત વડે જાગૃત અવસ્થાના સ્વરૂપો દેખાય છે તેવી રીતે ઉંઘતી વેળાએ સ્વપ્ન દેખાય છે. કાને પડતા શબ્દો, નાકે પહોચતી સુગંધ, જીભને થતો સ્વાદ, ચામડીને થતા સ્પર્શ ચિત્ત વડેજ અંતઃકરણ તેના પદાર્થોનું ભાન કરાવે છે–કોઇ આંખ વડે જોવાના પદાર્થોમાં ચિત્ત જ્યારે તદન એકાગ્ર થઇ ગયું હોય છે ત્યારે કાને પડતા શબ્દોનું ભાન થતું નથી એવો સઘળા મનુંષ્યોને જાતી અનુભવ થાય છે તે સાબિત કરે છે કે ચિત્ત વિના જ્ઞાનેન્દ્રિયોના પદાર્થોનું ભાન થઇ શકતું નથી.

એવું ચિત્ત ઇન્દ્રિયોના વિષયમાં વળગેલું હોવાથી કર્મ બંધન નીપજે છે તેથી જન્મ મરણના ફેરામાં પડવાના કારણ રૂપે તે છે ખરૂં પણ અનુભવે જ્ઞાન શકિત ખીલતાં શુદ્ધ વાસના ઉત્પન્ન થવાથી (મીનોઇ) આત્મજ્ઞાન માટે શુદ્ધ વિચારો મન વડે પ્રકટ થાય છે ત્યારે એજ ચિત્ત આત્મ ધ્યાનમાં ચોંટાડીને અંતઃકરણ પોતાના ભિતરમાં વ્યાપી રહેલા પરમાત્માના સચ્ચિદાનંદ સ્વરૂપનું ભાન કરાવે છે.

## બુદ્ધિ (INTELLECT)

જે વાસના દૃઢ હોતી નથી તે સાધારણ વિચાર (stray thoughts) રૂપે મન વડે પ્રકટ થાય છે પ્રત્યક મનુષ્યની જે વાસના દૃઢ હોય છે તેને નિશ્ચય કરવાવાળી વૃત્તિ વડે અંતઃકરણ પ્રકટ કરે છે તે વૃતિને બુદ્ધિ કહે છે. મન તથા ચિત્ત વડે પ્રકટ થતા વિચારો તથા વિષયોને પસંદ અથવા નાપસંદ કરવાવાળી એ બુદ્ધિ છે એને વિજ્ઞાનમય કોષ પણ કહે છે. સઘળા કાર્યો માટે જોખમદાર વ્યકિત (Responsible enlity) આ બુદ્ધિજ હોય છે.

## અહંકાર (EGOISM)

પસંદગીવાળા વિચાર તથા વિષયોને અહંકારવૃતિ સહિત બુદ્ધિ વ્યવહારમાં મૂકીને કર્તાભોકતા હું છુ એવું હુંપણાનું ભાન કરાવે છે. એવી રીતે વ્યકિતત્વ (Egoism) રચાય છે અને બીજાઓના લાભથી પોતાના લાભ જુદા છે એવા હુંપણાના ભાનમાં સહુ કોઇ પોત પોતાની બુદ્ધિને અનુકૂળ કાર્ય કરે છે સઘળા અંતઃકરણોના પ્રકાશક પરમાત્મા એકજ છતાં વાસના જુદી જુદી હોવાથી બુદ્ધિ પણ જુદી જુદી હોય છે. બુદ્ધિ અનુકૂળ (મનગમતા) પદાર્થોની પ્રાપ્તિ થકી સુખ અને પ્રતિકૂળ (અણગમતા) પદાર્થોની પ્રાપ્તિ થકી દુખનુ ભાન કરાવે છે. પોતાની બુદ્ધિ પ્રમાણે સહુ કોઇની પસંદગી પણ જુદી જુદી હોય છે તેથી એકજ વસ્તુ એકને પ્રિય તો બીજાને અપ્રિય થઇ પડે છે.

એવી સ્થિતિ હોવાથી સઘળા અનર્થનું મૂળ વાસનાઓ છે કેમકે બીજાઓને ભોગે પોતાની વાસના તૃપ્ત કરવાના અને સઘળા સ્વાર્થ તથા મતફેરીના કાર્યો વાસના થકીજ નિપજે છે તેથી તે દૂર કરી અંતઃકરણને શુદ્ધ સ્થિર અને નિર્મળ રાખવા મહાત્મા ગુરૂ આગ્રહ કરે છે. અને તે માટેનાજ શિક્ષણ આપે છે. અને તે માટેનાજ શિક્ષણ આપે છે. એક કુવાને ગળાવીને પાણીમાં પડેલાં ફુલ કે કચરો સઘળું કાઢી નાખવાથી કુવો નિર્મળ પવિત્ર થયલો કહેવાય છે તેમ અંતઃકરણમાંથી સુખભોગની ભલી કે ભૂંડી સઘળી વાસના ઇચ્છાઓ દૂર કરવાથી અંતઃકરણ સ્થિર નિર્મળ અને પવિત્ર થાય છે અને પરમાત્માની ઇચ્છા તેજ મ્હારી ઇચ્છા એવું પરમાત્માની ઇચ્છાને આધીન જીવન ગાળવામાં આવે છે ત્યારેજ ( મીનોઇ ) આત્મજ્ઞાન પ્રકાશે છે.

## જીવન (LIFE.)

કાયમનું સુખ શોધનારે પોતાનુ જીવન કેમ અને કેવી રીતે ચાલુ રહે છે તે જાણવું જોઇએ–સઘળા મનુષ્યો જીવે છે અને મરે છે પણ થોડાઓજ પોતાના જીવનનું સ્વરૂપ જાણે છે. જેઓ શાશ્વત એટલે કાયમનું સુખ શોધે છે તેઓને મહાત્મા ગુરૂ કૃપા કરીને શીખવે છે કે પ્રાણી માત્રને ત્રણ અવસ્થામાં કર્માનુસાર કાળ ગાળવાનો છે. જાગ્રત અવસ્થામાં અંતઃકરણની વૃત્તિઓ પોતાની વાસના પ્રમાણે ચક્ષુદ્વારા સ્થૂલ શરીરનો જગત વ્યવહાર ચલાવે છે, સ્વપ્નાવસ્થામાં અંતકરણની વૃત્તિઓ પ્રાણીઓના કંઠમાં રહેલી

હીતા નામની નાડીદ્વારા શૂક્ષ્મ શરીરનો વ્યવહાર ચલાવે છે. અને મનુષ્યો તે વ્યવહાર સત્ય હોય તેવા ભાન સાથે સ્વપ્ના જોય છે. ત્રીજી અવસ્થા સુષુપ્તિ એટલે ભર ઉંઘની હાલત હોય છે. તે વેળા પોતાના કારણ શરીરમાં અંતઃકરણની વૃત્તિઓ લય પામેલી હોય છે.

શરીરની પેઠે અંતઃકરણ પણ સ્થૂલ, શૂક્ષ્મ અને કારણ એવું ત્રેવડું સમજવું. જ્યારે અંતઃકરણની વૃત્તિઓ કારણ શરીરમાં લય પામીને રહે છે ત્યારે કશો વ્યવહાર ચાલતો નથી અને અંતઃકરણ શાંત સ્થિર એકરૂપ રહે છે. લોઢાના કકડામાં અગ્નિ જેમ વ્યાપી રહે છે અને લોઢું અગ્નિમય થઇ રહે છે તેમ અંતઃકરણમાં આત્મારૂપે પરમાત્મા વ્યાપી રહેલો હોવાથી અંતઃકરણ આત્મમય એટલે આનંદ સ્વરૂપ હોય છે તેથીજ ભર ઉંઘમાંથી જાગ્યા પછી તે મનુષ્યને સ્વપ્નામાં કશું જોયું નહિ અને આજે સુખે સૂતો એવું આત્માના આનંદ સ્વરૂપનું સ્મરણ (યાદ) થાય છે.

નિદ્રા (ઉંઘ) અંતઃકરણનું કાર્ય છે તે પણ કર્માનુસાર ભોગવાય છે. આત્મા વડે એની વૃત્તિઓનું ચાંચળય (activity) છે. તે જાગૃતમાં ચક્ષુદ્વારા અને સ્વપ્નમાં કંઠમાં રહેલી હીતા નામની નાડીદ્વારા વ્યવહાર ચલાવે છે પણ કારણ શરીરમાં અંતઃકરણની વૃતિઓ લય પામેલી રહેવાથી કશો વ્યવહાર ચલાવી શકતી નથી તેથી સુષુપ્તિમાં કશો વ્યવહાર ચાલતો જણાતો નથી પણ આનંદ જણાય છે. ઇન્દ્રિયોના વિષયોનો તે આનંદ હોતો નથી પણ અંતઃકરણમાં

વ્યાપી રહેલા આનંદ સ્વરૂપ આત્માના આનંદનું અંતઃકરણની વૃતિ વડે મનુષ્યને જાગૃત થયા પછી સ્મરણ થાય છે. આત્મા આનંદ સ્વરૂપ હોવાનુ શિક્ષણ એવી રીતે પૂરવાર થાય છે. .

જાગૃત અવસ્થામાં તથા સ્વપ્નાવસ્થામાં વ્યવહાર ચાલે છે અને સુષુપ્તિ અવસ્થામાં વ્યવહાર ચાલતો નથી એમ અંતઃકરણની વૃતિઓને ત્રણે અવસ્થાનો અનુભવ આત્મા થકી થાય છે અને તે વૃતિઓદ્વારા મનુષ્યને તેનું ભાન થાય છે. જેના વડે અમુક સ્થિતિનો અનુભવ થાય છે તે તે સ્થિતિનો સાક્ષી છે એમ કહેવાય છે–એવી રીતે આત્મા ત્રણે અવસ્થાનો સાક્ષી છે. ( પ્રાણીઓના સઘળા કાર્યો જુદા જોય છે એમ મનાય છે તે આ શિક્ષણ વડે સ્પષ્ટ સમજાય છે). સુષુપ્તિમાં કશું ન હતું એનો અનુભવ જેના વડે અંતઃકરણની વૃતિ ને થાય છે તે સાક્ષીરૂપે સઘળી અવસ્થાઓમાં એકસરખો હાજર નાજર આત્મા છે એમ મહાત્મા ગુરૂ શીખવે છે. આત્મા જેમ સુષુપ્તિનો અનુભવ કરાવે છે તેમ જાગૃત અને સ્વપ્નાવસ્થાનો પણ વૃતિઓદ્વારા અનુભવ (ભાન) કરાવનાર તેજ સાક્ષી છે. જેમ કોઇ બનાવનો અનુભવ કરાવનાર કોઇ સાક્ષી હોતો નથી તો તે બનાવ અંધકાર (Obscurity ) માં રહી જાય છે તેમ આત્મા ન હોય તો જગત વ્યવહાર અંધકારમય અશક્ય થઇ પડે.

પૂર્વના કર્મબળના પ્રમાણમાં દરેક મનુષ્યનું સ્થૂલ શરીર અમુક મુદત સુધી નિભે છે. જ્યારે પોતાને પ્રાપ્ત

થયલા સંસારમાં સગા સ્નેહિઓ સાથેનું લ્હેણું દેવું ભરપાઇ થઇ રહે છે કે પ્રાણુ જન્મોના ફેરામાં પડેલા શૂક્ષ્મ વાસના શરીરને તેના કારણુ શરીર સહિત તેના સ્થૂલ શરીરથી છુટુ પાડી દે છે અને તે સ્થૂલ શરીર મૂડદું થઇ પડે છે એ બનાવને મરણુ કહે છે. એ છોડી જનારા શૂક્ષ્મ શરીર આત્માથકી પ્રકાશિત કદમાં અંગુષ્ઠ (અંગુઠા) જેવડાં હોય છે તેઓને કરણી પ્રમાણેના ભૂવને પહોચ્યા પછી ત્રીજુ તે ભૂવનને લગતુ શરીર પ્રાપ્ત થાય છે તે શરીર તે ભૂવનને લગતું સ્થૂલ શરીર કહેવાય છે કેમકે તે વડે તે ભૂવનનો વ્યવહાર ચાલે છે-જેમ લોઢાના પૂતળામાં અગ્નિ-વ્યાપી રહે છે તેમ સ્થુલ શરીરોમાં શૂક્ષ્મ શરીરો વ્યાપી રહે છે. સ્વર્ગ નર્કાદિ શૂક્ષ્મ ભૂવનોની જીંદગી કર્મબળના પ્રમાણુમાં નિભે છે. અને જ્યારે તે શૂક્ષ્મ ભૂવનોને લગતા ત્રીજા શરીરો મરણુ પામે છે ત્યારે જન્મ લેતાં શૂક્ષ્મ શરીરો પાછા જગતમાં અવતરી સ્થુલ દેહ ધરી કર્માનુસાર સંસાર પ્રાપ્ત કરે છે. એવી રીતે મુકિત મળે ત્યાં સુધી સ્થુલ તેમજ સૂક્ષ્મ ભૂવનની સલંગ જીંદગી ચાલુ રહે છે. ચૈતન્યરૂપ સર્વ શકિતમાન પરમાત્મા સર્વત્ર વ્યાપી રહયો છે તેથી ઉપર પ્રમાણેની શરિરોના રૂપાંતરની ક્રિયા ચાલુ રહી શકે છે અને સઘળાં શરીરોને તેની કરણી પ્રમાણે નિયમમાં રાખી શકાય છે કેમકે સમુદ્રમાં જેમ માછલાં રહે છે તેમ શરીરો સર્વ વ્યાપક પરમાત્મામાંજ હરે છે ફરે છે અને જીવે છે.

જગત એ પરમાત્માની માયા શક્તિ એટલે પ્રકૃતિ છે તેથી જગતની હયાતી પરમાત્માની પેઠે અનાદિ છે, માયા શક્તિ તમો ગુણી રજોગુણી અને સત્વગુણી એવી ત્રિગુણાત્મક છે. તમો ગુણવડે વાસના છે તેથી તે પણ અનાદિ છે વાસના થકી કર્મ અને કર્મ થકી વાસના છે તેથી કર્મ થકી જન્મ અને જન્મ થકી કર્મ અનાદિ કાળથી ચાલુ છે. બીજમાંથી વૃક્ષ અને વૃક્ષમાંથી બીજ પ્રકટ થાય છે તેમાં બીજ પ્રથમ કે વૃક્ષ તે કહી શકાતું નથી તેમ પ્રથમ કર્મ કે પ્રથમ જન્મ તે પણ કહી શકાય નહિ. મહાત્મા ગુરૂ શીખવે છે કે કર્મ અનાદિ છે તેમજ જગત પણ અનાદિ કાળથી પ્રકટ થતું તથા લય થતું રહ્યું છે અને પાછું સંચિત કર્માનુસાર નવેસરથી પ્રકટ થતું રહ્યું છે એમ ચાલુ છે ખરૂં પણ વ્યક્તિઓના જીવન અનાદિ કાળથી ચાલુ છે છતાં અનંત નથી કેમકે જ્યારે સત્વગુણ પ્રકાશતાં જ્ઞાન થાય છે અને જ્ઞાનવડે વાસનાને જીતી જવાય છે ત્યારે અનાદિ કાળથી સુખ દુખ ભોગવતા એક વ્યક્તિને મુક્તિ મળે છે અને તે એક વ્યક્તિના જીવનનો જગતમાં અંત આવે છે.

પૂનર્જન્મ, કર્મ અને તત્વ જ્ઞાનનું અંતર ધ્યાની ગુરૂઓએ અવલોકન કરી ઉપર પ્રમાણે જ્ઞાન અર્થે જે શિક્ષણો આપ્યાં છે તે સઘળાં સમજવા સહેલા નથી માટે સાધારણ બુદ્ધિ વાળાઓએ શંકા કરી ખોટું માની બેસવું નહિ પણ સત્ય શીખવુંજ હોયતો હજી પણ તે સ્પષ્ટ શીખવી શકે એવા મહાત્મા ગુરૂઓ આ ભારત ભૂમીને પાવન

કરતા મળી આવે છે તેઓને શરણે જઇ શંકા સમાધાન કરવું.

## આ લોક તથા પરલોકના ખાનપાન

અંતઃકરણોને પરમાત્મા પ્રકાશતા હોવાથી જીવન (Life) પ્રકટ થાય છે એ સત્ય છે પણ આ જગતમાં સ્થુલ શરીરનો ખોરાક અને પાણી થકી નિભે છે તેથી ખાવા પીવાની વસ્તુઓ અને તેની અસરનું જ્ઞાન થવાની જરૂર છે. મહાત્મા ગુરૂ એ વિષે પણ વિસ્તારીને શિક્ષણ આપેછે,—

જે જે નજરે પડે છે તે પરમાત્માની માયા શક્તિનું સ્વરૂપ છે. પરમાત્મા પોતાની માયા શક્તિ દ્વારા પંચતત્વો રૂપે પ્રકટ થઇને પૃથ્વી તત્વમાંથી અન્નફળ રૂપે તથા ઔષધ રૂપે પ્રકટ થયા છે તેથી ઔષધ ( દવા ) માટે તથા ખોરાક માટે અન્નફળજ કુદરતી સર્વોત્તમ છે. ખોરાક તેમજ પાણી દરેક શરીર ( Manifetation ) ની પેઠે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એવાં ત્રેવડાં સ્વરૂપવાળાં જાણવા. ખોરાક પ્રાણીઓના પેટમાં ગયા પછી તેનું તદન સ્થુલ તત્વ વિષ્ટા ( નરક ) રૂપ બને છે બાકીનું તત્વ હાડમાંસ આદિ બનવામાં ઉપયોગી છે. અને તેનું સૂક્ષ્મ તત્વ સૂક્ષ્મ શરીરમાં જઇ મળે છે અને સહુથી સૂક્ષ્મ તત્વ કારણ શરીરમાં અંતઃકરણને જઇ મળે છે. અંતઃકરણ સંસ્કાર મય હોય છે સંસ્કાર તે અપ્રકટ ( Non-manifest ) વાસના છે એટલે વાસનાઓના બીજ રૂપ છે. તેથી ખોરાક જેવા સંસ્કાર અને સંસ્કાર જેવી વાસના અંતઃકરણમાં ઇચ્છા રૂપે પ્રકટ થાય છે. જીંદગીની

છેવટની નેમ ( Goal ) વાસના શુધ્ધ કરીને અંતઃકરણ પવિત્ર બનાવી મુક્તિ મેળવવાની છે તેથી મુમુક્ષો માટે ખોરાક શુદ્ધ અને સાત્વિક અવશ્યનો છે.

પારસી ભાઇઓમાં પોતાની ગણત્રી પ્રમાણેના ખાસ કરીને બેહમન રોજ તથા બેહમન મહિનો આવે છે તે વેળા માંસનો આહાર નહિ કરવાનું શિક્ષણ છે તે મહાત્મા ગુરૂ જ્ઞાન આપે છે તેને અનુસરતુંજ છે કેમકે બેહમન એટલે શુધ્ધ અંતઃકરણને **માંસ ભક્ષ્યથી અશુદ્ધ થતું તે દિવસોએ** બચાવવાની તે શિક્ષણની ખાસ નેમ છે. પ્રાણીઓનો વધ થતો અટકે તે તો શિક્ષણનું કુદરતી પરિણામછે.

પ્રાણ વડે ભૂખ અને તરસ છે પ્રવાહિ પાણીનું પણ સ્થુલ, શૂક્ષ્મ અને કારણ એવું ત્રેવડું સ્વરૂપ જાણવું. તે પ્રાણીઓના પેટમાં ગયા પછી તેનું સ્થુલ તત્વ મુત્ર બને છે અને તેનાથી સૂક્ષ્મ તત્વ લોહી રૂપ થાય છે અને તેનું સહુથી સૂક્ષ્મ તત્વ પ્રાણને જઇ મળે છે. એવું હોવાથી પીવાના પ્રવાહી જો શુધ્ધ સાત્વિક ન હોયતો પ્રાણને અશુધ્ધ કરે છે માટે પીવા માટે પણ શુધ્ધ સાત્વિક પીણું અવશ્યનું છે કેમકે પ્રાણ વડેજ ક્રિયા શક્તિ છે તેથી પ્રાણજ વાસનાઓને અંતઃકરણમાં સ્ફૂર્યા કહે છે અને અંતઃકરણ તે વાસનાઓને ઇચ્છારૂપે પ્રકટ કરીને ભાન કરાવે છે.

અંતઃકરણ વડે જ્ઞાન શક્તિ અને વિચાર શક્તિ છે ખરી પણ અંતઃકરણ અને પ્રાણને એટલો બધો સબંધ છે કે પ્રાણ ચાલતો બંધ રહે છે તેટલો વખત

વિચાર પણ ચાલતો બંધ રહે છે. એવું હોવાથી મહાત્મા ગુરૂ અંતઃકરણ તથા પ્રાણ બન્ને શુધ્ધ પવિત્ર રહે તેટલા માટે ખાન પાનની વસ્તુઓ શુધ્ધ સાત્વિક વાપરવાનો મુમુક્ષોને આગ્રહ કરે છે. માંસ મદિરા તમોગુણ અને રજોગુણને પુષ્ટિ આપનારા છે તેથી માંસ મદિરા સેવનારા કામ ક્રોધાદિ દૂર્ગુણો સહેલાઈથી દૂર કરી શકતા નથી અને તમોગુણ અને રજોગુણ દબાઇ ગયા વિના જ્ઞાન કરાવવા વાળો સત્વગુણ અંતઃકરણમાં પ્રબળ થઇ શકતો નથી અને સહેલાઇથી આત્મજ્ઞાન થતું નથી.

આ સ્થૂલ શરીરના મરણ પછી જન્મોના ફેરામાં પડેલું સૂક્ષ્મ વાસના શરીર કારણ શરીર સહિત સૂક્ષ્મ સ્વર્ગ કે નર્ક ભૂવને પહોંચે છે ત્યાં તે ભુવનને લગતું ત્રીજુ શરીર તેને પ્રાપ્ત થાય છે તે ભૂવનને લગતો શુક્ષ્મ પ્રાણ હોય છેજ તેથી તે ભૂવનને લગતી ભૂખ તરસ પણ હોય છે અને કરણી પ્રમાણે તે ભૂવનને લગતું ખાન પાન સૂક્ષ્મ તત્વમાં મળે છે. આ કર્મ ભૂવન એટલે આ જગતના ફળ ફૂલ કે સાત્વિક મિષ્ટાન્નમાં પણ સ્થૂલ સૂક્ષ્મ અને કારણ એવાં ત્રેવડાં સ્વરૂપ સમજવાં. એ વસ્તુઓનું સૂક્ષ્મ તત્વ ખરા યોગીઓ તથા ધર્મ શાસ્ત્રે બતાવેલા મંત્રોપચાર જેઓએ સિધ્ધ કર્યાં હોય એવા સિધ્ધ પુરૂષો સૂક્ષ્મ ભૂવને પહોંચાડી શકે એ બનવા જોગ છે પણ યાદ રાખવું કે અત્રે ઉત્તમ મનાતી વસ્તુનું સૂક્ષ્મ તત્વ નર્ક ભૂવને (દોજખમાં) પહોંચે છે ત્યારે કુદરતી રીતે તે ભૂવનનુંજ સ્વરૂપ

પકડે છે અને તેનો ભક્ષ કરનાર તો નાર્કિય (દોજખી) વસ્તુનો ભક્ષ કરતો હોય તેવાજ સ્વાદ સહિત તેનો ભક્ષ કરવા પામે છે.

જો સ્વર્ગ ભુવને (બેહસ્તમાં) આ જગતની ઉત્તમ મનાતી વસ્તુંઓનું સૂક્ષ્મ તત્વ પહોંચે છે તો કુદરતી રીતે તે ભુવનને લગતું સ્વરૂપ પકડી તે ભૂવનને લગતાં અમૃતપાન જેવું તે ભક્ષ કરનારને જણાય છે કેમકે જેવાં ભૂવન તેવાંજ પદાર્થોના સ્વરૂપ હોય છે. એવી રીતે આ જગતની વસ્તુઓને સૂક્ષ્મ ભૂવને પહોંચાડવા વાળા યોગીઓ અને સિધ્ધ પુરૂષો મળવા બહુ દુર્લભ (મુશ્કેલ) છે અને આ જમાનામાં સ્થૂલ જગતના સુખ ભોગના પદાર્થોમાં ચિત્ત લગાડી રહેલા ધર્મ ગુરૂઓ તેવું કાર્ય કરી શકે તે બનવા જોગ જણાતું નથી છતાં જે શ્રધ્ધાળુ એકાનદારો તેવાં કાર્ય કરવા મથે છે અને મોટા ભોગ આપે છે તેઓને મહાત્મા ગુરૂ સ્પષ્ટ જ્ઞાન આપે છે કે ગમે તેવી કોશેશ છતાં નર્ક ભૂવને આ જગતની શ્રેષ્ટ વસ્તુને તે ભુવનને લગતાં કનિષ્ટ સ્વરૂપમાંજ પહોંચાડી શકાય છે અને સ્વર્ગ ભુવને અમૃતપાન મળે છેજ માટે ત્યાં અત્રેની ઉત્તમ ગણાતી વસ્તુઓ પહોંચાડવાની મહેનત નકામી જાય છે અને આપેલા ભોગ ફોકટમાં જાય છે.

પારસી ભાઇઓ ફળ ફૂલ અને મિષ્ટાન્ન ઘણા જથ્થામાં મોબેદો પાસે ક્રિયા કરાવી સૂક્ષ્મ ભૂવને પહોંચાડવા માંગે છે. તવંગરોનું ઉડાઉપણું જોઇને ગરીબો દેખાદેખી ખરચમાં દિન ઉગે વધારેને વધારે તણાયા જાય છે માટે

પારસી ભાઇઓએ ઉપલું શિક્ષણ ધ્યાનમાં ઉતારીને તજવીજ કરી સત્ય તારવી કાઢવું જોઇએ. મહાત્મા ગુરૂના શિક્ષણો જોતાં મિધાન્ન સૂક્ષ્મ ભૂવને પહોંચાડવાનું ફોકટના ફાંફાં મારવા જેવું જણાય છે ખરૂં પણ પ્રેમ અને આશીષના પ્રવાહો ( Thoughts ) પહોંચાડી શકાય છે તેમાં તો જરાએ શક નથી. પ્રેમ અને આશીષના વિચારો શુધ્ધ અને સૂક્ષ્મ હોય છે તે જેનું ચિત્ત ધરીને ઉચ્ચારયા કે વિચારયામાં આવે છે તેને પહોંચે છે અને તે માટે મંત્રો સિધ્ધ કરનારા કે યોગીઓની ગરજ પડતી નથી બાકુતી ગોગીઓ કે સિધ્ધ મંત્ર વાદીઓ કરતાં સગા સ્નેહીઓના અંતઃકરણનો શુધ્ધ પ્રેમ અને દુખ્યાનું દુઃખ ટાળવાથી તેના અંતઃકરણમાંથી નીકળતા આશીષના પ્રવાહ વધારે શુદ્ધ અને બળવાન હોવાથી સૂક્ષ્મ ભૂવને ઝટ પહોંચી શકે છે અને જેને માટે ચિન્તમાં તે ધર્યો હોય છે તેના અંતઃકરણમાં સુખ અને આનંદની લાગણી ઉત્પન્ન કરે છે. એવી રીતે સ્થૂલ તેમજ સૂક્ષ્મ બન્ને ભૂવને વસનારાઓને સુખી કરી શકાય છે કેમકે પ્રેમ અને આશીષ થકી સઘળાને આનંદજ થાય છે.

આ જગતના પદાર્થો આપણી સ્થુલ ચક્ષુ ( આંખ ) દ્વારા જોઇ શકાય છે પણ બીજા ભુવનના પદાર્થો જોઇ શકાતા નથી તેમ જે સૂક્ષ્મ ભૂવનનું ત્રીજુ શરીર પ્રાપ્ત થયું હોય છે તેજ ભૂવનના પદાર્થો મરનારોને દેખાય છે. આ કે બીજા ભૂવનના પદાર્થોને જોઇ જાણી વ્યવહાર ચલાવી શકાતો નથી. જેમ જાગૃત અવસ્થાના સગાં સ્નેહિ વિગેરે

વ્યવહાર સ્વપ્ના વસ્થામાં શૂક્ષ્મ ભુવને ભૂલી જવાય છે તેમ મરણ પછી શૂક્ષ્મ ભૂવને સ્થુલ ભુવનની વાતો ભૂલી જવાય છે. અને મરનાર કર્મ પ્રમાણેના તે ભુવનના વ્યવહારમાં ગુંથાઇ જાય છે અને તે જીંદગીનો અનુભવ કરે છે. જો સ્થૂલ ભૂવનની વિગતો શૂક્ષ્મ ભુવને યાદ રહેતી હોય તો પોતાના સગા સ્નેહિઓની જુદાઇના શોકમાં સ્વર્ગનું સુખ શાંતિથી ભોગવી શકાય નહિ. સત્ય એ છે જે સ્થૂલ તેમજ શૂક્ષ્મ જીંદગીઓની વિગત ભૂલી જવાય છે પણ તેનો અનુભવ એટલે જ્ઞાન સંસ્કાર રૂપે અંતઃકરણમાં જમા થતું રહે છે. જુદા જુદા ભુવને વસનારા વચ્ચે અંતઃકરણની વૃતિ વડે કોઇ કદાચ સ્મરણ થઇ આવવાથી પરસ્પર વિચાર માત્રની આપ લે થઇ શકે છે બીજો કોઇ વ્યવહાર બની શકતો નથી અને ગુરૂ કહે છે કે કોઇ રીતે મરનારોની શૂક્ષ્મ ભુવનની જીંદગીમાં તમારી વાસના એટલે અંતઃકરણની લાગણીને ખાતર ખલલ કર્યા કરવી ઠીક નથી.

## પ્રાર્થના ( Prayers )

અનંત સુખના મૂળ એવા પરમાત્માને પામવા ચાહનારને પ્રાર્થનાનું સ્વરૂપ અને તેની ક્રિયા જાણવાની જરૂર છે. મહાત્મા ગુરૂ કૃપા કરીને તે શીખવે છે કે બળવાન વાસના ઇચ્છાને લીધે અંતઃકરણની વૃત્તિઓ ઉછાળા મારે છે અને કર્મ યારી ( મદદ ) આપતું નથી ત્યારે તો વધારે જોશમાં ઉછાંળા મારે છે. અને તેથી અંતઃકરણમાં અશાંતિને લીધે દુખની લાગણી જણાય છે. એવા સમયે શાંતિ મળે તે અર્થે

દરેક ધર્મ સ્થાપકે પ્રાર્થના કરવા કહ્યું છે તે અંતઃકરણની વૃત્તિઓને શાંત કરવાની યુકિત માત્ર છે કેમકે અનેક જંજાળોમાં અંતઃકરણની વૃત્તિઓ ગુંચવાઇ જઇ અસ્થિર થઇ જાય છે ત્યારે દુખની લાગણી થાય છે. અને પ્રાર્થના કરવાથી જંજાળોમાંથી છુટીને અંતઃકરણની વૃત્તિઓ એક પરમાત્મામાં એકાગ્ર થઇ સ્થિર અને શાંત થાય છે ત્યારે અંતઃકરણને પ્રકાશતા આનંદ સ્વરૂપ આત્માના આનંદના આભાસને લીધે સુખની લાગણી થાય છે.

કોઇ ધાર્મિક સ્થળે પવિત્ર ગુરૂની હાજરીમાં પરમાત્માના સ્મરણ અર્થે એક ચિતે એક કરતાં અનેક મનુષ્યોએ કરેલી પ્રાર્થના ઘણી બળવાન અસર નિપજાવે છે અને તે મંડળીમાંના નબળા મનોબળવાળાને ઘણો ગુણ થાય છે દરરોજ નિયમિત પ્રાર્થના કરવી તે બ્રહ્મજ્ઞાન થવા માટેનું પ્રથમ પગલું છે કેમકે એવો ચાલુ અભ્યાસ રાખવાથી પરમાત્મામાં લય થઇ રહેવાની અંતઃકરણની ચિત વૃતિને કેળવણી મળે છે.

યાદ રાખવું કે પ્રાર્થના નિષ્કામ ( અંગત લાભ વિનાની ) અને પરમાત્માના સ્મરણ અર્થે કરવાની છે સુખ ભોગના પદાર્થો માંગવાની અંગત પ્રાર્થના કદી ફળતી નથી કેમકે સુખ ભોગના પદાર્થોની તમારી ઇચ્છા સહિત પરમાત્મા આગળ તમે પહોંચી શકતા નથી પ્રાર્થના કરતી વેળા તમારૂં ચિત્ત પરમાત્મામાં હોય છે તે સમયે તમે ઇચ્છિત પદાર્થોથી દૂર અને પરમાત્માની નજદીક રહો છો તેમજ જે પળે

તમારૂં ચિત તે પદાર્થોની યાદ કરવાથી તે પદાર્થોમાં પહોંચે છે તે પળે તો તમે તે પદાર્થોની નજદીક અને પરમાત્માથી દુર થઇ જાઓ છો. તમારૂં ચિત્ત પરમાત્મા અને ઇચ્છિત પદાર્થો બન્નેમાં એકી વેળા સ્થિત હોઇ શકે નહિ. અંતઃકરણના સ્વરૂપમાં આગળ શીખવ્યું છે તેમ હરકોઇ પદાર્થ સાથે તમારો મેળાપ કરાવનારૂં તમારૂં ચિત્ત છે. જ્યાં તમારૂં ચિત વસે છે ત્યાં તમે વસો છો એ વાત ખુબ ધ્યાનમાં રાખવાની છે.

પરમાત્મા સર્વજ્ઞ ( Omniscient ) છે તેથી તમારી સઘળી હાજતો જાણે છેજ અને તમને તમારા કર્મ પ્રમાણે મળતુંજ રહે એવો તે પરમકૃપાળુએ બંદોબસ્ત રાખ્યો છે તેથી તેની આગળ ફરી ફરીને ભાષણ કરવું નકામું છે. એમ માગ્યા પ્રમાણે મળતું હતે તો કોઇ હાજતમંદ દુખ્યાં રહેતેજ નહિ. તમને જે જોઇતું હોય તે મેળવવાને શુભ કર્મો કરીને લાયક થાઓ અને તે મળશેજ કર્મનો કુદરતી કાયદો અચળ છે. પરમાત્મા પક્ષપાત કરતો નથી. કેટલાક સારા ભકતજન હોય છે છતાં સુખ ભોગના પદાર્થોની તેમને તંગી પડે છે તેમજ કેટલાક પ્રાર્થના કરતા નથી છતાં તેમને સુખ ભોગના પદાર્થો જોઇએ તે કરતાં એ અધિક મળે છે તે તેમના પૂર્વેના કર્મનું ફળ છે એમ સમજીને શુભ ફળ ભોગવવા હોય તો શુભ કર્મો કરવાં જોઇએ. પ્રેમ અને આશીષ રૂપી પ્રાર્થના જેને માટે ચિતમાં ધારી હોય હોય તેને પહોંચે છે અને તેને સુખ શાંતિ મળે છે તેમજ

પરમાત્મામાં પ્રેમ સાંધી તેના સ્મરણ અર્થે કરેલી પ્રાર્થના પરમાત્માને પહોંચે છે અને તેનું ફળ એ નિપજે છે કે પરમાત્માને પામવાનું જ્ઞાન આપનાર ગુરૂ મળી આવે છે અને જ્ઞાન માગ પાળવાનો અધિકાર પ્રાપ્ત થાય છે.

## ચમત્કાર

નબળા મનોબળ વાળાઓ માટે ક્રિયાઓ અને મંત્રો ચિતને આત્મામાં લય કરવાની યુક્તિઓ માત્ર છે જ્યારે કોઈ ક્રિયા કે યુક્તિ વડે ચિત સ્થિર થઇ અંતઃકરણ એક રૂપ થાય છે ત્યારે આત્મમય અંતઃકરણમાંથી આત્મબળ મળે છે અને અદભૂત પરાક્રમો થતા જોવામાં આવે છે તેને જ્ઞાનીઓ આત્મબળના ચમકારા માત્ર સમજે છે પણ સાધારણ મનુષ્યો તેથી આશ્ચર્ય પામે છે અને તે ચમત્કાર ઉપર મોહીને આડે રસ્તે ઉતરી પડે છે તે ઇચ્છવાજોગ નથી.

સિધ્ધિ મેળવી જગતને લગતા ચમત્કાર કરવા તે પવિત્ર ગુરૂઓ કર્મ બંધન નિપજાવનારૂં અને બ્રહ્મજ્ઞાનથી પાછળ હઠાવનારૂં માને છે અને તેનાથી દૂર રહે છે છતાં ગુરૂ સેવામાં હાજર રહેનારાઓને તો ગુરૂના આત્મબળના આપ મેળે થતા ચમત્કારો જોવાના મળેછેજ લોકો ચમત્કારને નમસ્કાર કરે છે અને સુખ ભોગના પદાર્થોની પ્રાપ્તિ માટે જે કોઈ મહાત્માને મળવાની હોંસ રાખે છે તે તેનું અજ્ઞાન છે. મહાત્મા ગુરૂ તો અખંડ આનંદ રાખે છે અને જેને શાશ્વત ( કાયમનું ) સુખ એટલે અખંડ આનંદ આપવો

હોય તેને તે ચાખવાના શિક્ષણો માત્ર આપે છે. અદ્વૈતજ્ઞાન (Non-dualism) નાજ તે શિક્ષણ હોય છે.

## મુક્તિ (Salvation.)

મહાત્મા ગુરૂ શીખવે છે કે કાયમનું (શાશ્વત) સુખ પામવાનો એકલો ઉપાય મુક્તિ છે. તેનો બીજો કોઇ ઉપાય નથી માટે કાયમનું સુખ શોધનારે મુક્તિનુ સ્વરૂપ જાણવું જોઇએ. અનાદિ કાળથી સુખ દુખ ભોગવતા એક વ્યક્તિ (Individual) ને જ્યારે પૂનર્જન્મ થતા બંધ પડે છે ત્યારે તેને મુક્તિ મળી કહેવાય છે. ફરી ફરી જન્મ થાય છે તે વાસના ઇચ્છાને વશ થઇ સકામ કરેલા ભલા કે ભૂંડા કર્મોને લીધે થાય છે. ભલા કે ભૂંડા કાર્યો કરો તેની કર્મના કુદરતી કાયદા પ્રમાણે અસર નિપજાવી જોઇએ અને તેને ખાતર જન્મ ધારણ થવોજ જોઇએ. માટે મુક્તિ ઇચ્છનારે ભલી ભૂંડી સઘળી વાસના ઇચ્છાઓનો ત્યાગ કરવાનો છે અને કાર્યો કરવાં પડે તે નિષ્કામ કરવાના છે પોતાની વાસના ઇચ્છાને લગતા સુખ ભોગના પદાર્થોમાંથી ચિત્ત કાઢી લઇને આત્મામાં લય કરવાનું છે.

જ્યારે વાસના ઇચ્છાનો સંપુર્ણ ત્યાગ થાય છે ત્યારે જન્મોના ફેરામાં પડેલા સૂક્ષ્મ વાસના શરીરનો અંત આવે છે કેમકે તે વાસના મય છે એટલે તે વાસનાનુંજ બનેલું છે અને વાસના વડેજ તેની હયાતી છે તેથી વાસના વિના તે હયાતીમાં રહી શકતું નથી. જેમ આરસીમાં પ્રકાશતું સૂર્યનું પ્રતિબિંબ આરસી ભાંગવાથી હતું નહિ તેવું થઇ

જાય છે અને બિંબ ( સૂર્ય ) માં પ્રતિબિંબ લય થઇ જાય છે, જેમ ઘડો કે પ્યાલો ફુટી જાય છે ત્યારે તે વાસણમાંનું આકાશ (space) સામાન્ય આકાશમાં લય થઇ જાય છે એટલે એક રૂપ થઇ જાય છે તેમ જન્મના ફેરા ખાતા સૂક્ષ્મ વાસનાં શરીરનો અંત આવવાથી તેનાં અંતઃકરણને આત્મારૂપે પ્રકાશતો પરમાત્મા બહાર સર્વત્ર પ્રકાશતા પરમાત્મામાં લય થઇ જાય છે એટલે એક રૂપ થઇ જાય છે આ બનાવને મોક્ષ કહે છે અને જન્મોના ફેરામાં પડી અનાદિ કાળથી સુખ દુઃખ ભોગવતા એક વ્યકિત (Ego) ને મુકિત મળી કહેવાય છે. અને જેમ કાર્ય હમેશાં કારણમાં લય થઇ જાય છે તેમ જન્મના ફેરામાં પડેલાં શરીર જે તત્વોના બનેલા હોય છે તે તત્વોમાં પાછા જઇ મળે છે અને તેને ફરી જન્મ થતો નથી.

## મુમુક્ષોએ પ્રાપ્ત કરવાની સાધન સંપતિ

શાશ્વત ( કાયમનું ) સુખ શોધનારને મહાત્મા ગુરૂ નીચે જણાવેલા સાધન સંપતિ પ્રાપ્ત કરવા કહે છે કેમકે તે જ્ઞાન થવા માટે આવશ્યક છે.

વિવેક—પરમાત્મા નિત્ય એટલે હમેશના કાયમ છે તેથી તે સત્ય છે અને જગત અનિત્ય એટલે હમેશનું નહિ એવું ચાલું બદલાતું રહે છે તેથી અસત્ય એટલે મિથ્યા છે એવી સત્યા સત્યની સમજણ રાખવી તેને વિવેક કહે છે.

વૈરાગ્ય—આલોક તેમજ પરલોકના સુખ ભોગના પદાર્થો નિત્ય નથી તૃપ્તિ આપતાં નથી તેથી ખરૂ સુખ શાંતિ આપનારા નથી એમ જાણી તેમાં ત્યાગ બુધ્ધિ રાખવી અને તે મેળવવાને ઇચ્છા ન કરવી તેને વૈરાગ્ય કહે છે.

મુમુક્ષપણુ—જગતમાં વૈરાગ્ય રાખી મુક્તિ મળે એવી તીવ્ર ઇચ્છા રાખવી તેને મુમુક્ષપણુ કહે છે. એવી રીતે વિવેક, વૈરાગ્ય અને મુમુક્ષપણાનો નિશ્ચય કરીને શમ, દમ, આદિ છ સંપતિ પ્રાપ્ત કરવી.

શમ—ચિત્તને જ્યાં દોરવવું હોય ત્યાંજ દોરવાય એવું વશ રાખવું જગતમાં કર્માનુસાર જે કામ કરવું પડે તેટલો વખત તે કામમાં ચિત્તને રોકી રાખવું અને તે કામ પૂરૂ થયું કે પરમાત્મા ચિંતનમાં લગાડી દેવું. છુટું ભટકવા દેવું નાહ તેને શમ કહે છે.

દમ—આંખ કાન ઇત્યાદિ જ્ઞાનેન્દ્રિયો મારફતે બહારની વસ્તુઓમાં ચિત્તને ઝુકી જવા દેવું નહિ. જગતના પદાર્થો શાશ્વત સુખ આપનારા નથી નિત્ય નથી એવા નિશ્ચયથી અંતઃકરણની વૃતિઓને તે પદાર્થોમાં મોહ ઉત્પન્ન થાય એટલો સમય વલગાડી રાખવી નહિ પણ તેમાંથી ખેંચી લઇને પરમાત્મા ચિંતનમાં સ્થિર કરવી તેને દમ કહે છે.

શ્રધ્ધા—સઘળી શંકાઓનું ખાત્રી પૂર્વક સમાધન કરી પછી ગુરૂ તથા અદ્વૈત જ્ઞાનના શિક્ષણો સત્ય છે એવો પાકો વિશ્વાસ રાખવો તેને શ્રધ્ધા ( એકીન ) કહે છે.

સમાધાન—શરીરને તો કર્મફળ મળવાનુંજ છે એવી શ્રધ્ધા વડે ભૂત ભવિષ્યનો વિચાર ન કરતાં વર્તમાનમાંજ રહેવું એટલે રોજનું નિત્ય કર્મ કરવાનું હોય તેમાંજ ચિત્ત રાખવું અને બાકીનો સમય પરમાત્મા ચિંતનમાં ગાળવો તેને સમાધાન કહે છે.

તિતિક્ષા—માન અપમાન, દુઃખ સુખ. લાભ હાની, ટાઢ, તડકો વિગેરે જોડકાંને શાંતિથી સમભાવે સહન કરવાં વેઠી લેવાં તેને તિતિક્ષા કહે છે.

## સાધન સંપત્તિનું ફળ.

જ્યારે સમુદ્રના પાણી સ્થિર હોય છે ત્યારે પાણીમાં સૂર્યનું પ્રતિબિંબ સ્પષ્ટ પ્રકાશે છે. દિવાની જ્યોત જ્યારે વાયુ શાંત હોય છે ત્યારે એક સરખી સ્થિર પ્રકાશે છે. વાદળાં હોતાં નથી ત્યારે સૂર્ય ખુલ્લો પ્રકાશે છે એવા દાખલા આપીને મહાત્મા ગુરૂ શીખવે છે કે ઉપલા સાધન સંપત્તિ પ્રાપ્ત કરવાથી જ્યારે વાસના ઇચ્છાઓ સમુદ્રના મોજાઓની પેઠે ઉછળતી બંધ પડે છે, વાયુના વંટોળીયાની પેઠે ઉડતી શાંત પડી જાય છે અને વાદળાંઓની પેઠે છવાઇ રહેલી હોય તે ખુલી જાય છે ત્યારે અંતઃકરણની વૃતિઓ શાંત થઇ જાય છે અને ભિન્તરમાં વ્યાપી રહેલા આત્મા થકી અંતઃકરણ સ્પષ્ટ પ્રકાશે છે. એવા અધિકારી મનુષ્યને ગુરૂ કૃપા કરીને "ખરેખરો હું તો આત્મા છું" એ ધ્યાનમાં અંતઃકરણને સ્થિર એકરૂપ કરવાનું શીખવે છે. જ્યારે તે

યાનમાં અંતઃકરણ એકરૂપ થાય છે ત્યારે આત્મ ધ્યાનમાં
રેલું અંતઃકરણ સ્પષ્ટ આત્મમય પ્રકાશે છે.

## સમાધિ

આત્મા સહુથી શૂક્ષ્મ ચૈતન્ય છે તેથી તેને અંતઃક-
રણની વૃત્તિઓ એટલે મન કે બુધ્ધિ પહોંચી શકતી નથી
તથા તેને જાણી શકતી નથી એવો આત્મા અંતઃકરણથી
પર છે ખરો પણ લોઢાના કકડામાં અગ્નિ વ્યાપી રહેવાથી
લોઢું અગ્નિના જેવું દાહક અને પ્રકાશક થઇ રહે છે તેમ
અંતઃકરણમાં આત્મારૂપે સચ્ચિદાનંદ પરમાત્મા વ્યાપી
રહેલો હોવાથી અંતઃકરણ તો સદા આત્મમય આનંદ સ્વરૂપ
હોય છે. મનુષ્યો જગતના બાહ્ય પદાર્થોમાં અંતઃકરણની
વૃત્તિઓ એકાગ્ર કરી રહે છે તેથી તે પદાર્થોનોજ અનુભવ
થાય છે પણ ભિત્તરમાંના આત્માના આનંદ સ્વરૂપનો અનુ-
ભવ થતો નથી–જેમાં ચિત્ત હોય છે તેનુંજ ભાન થાય છે.
જેમાં ચિત્ત હોતું નથી તેનું ભાન થતું નથી.

જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ એવી ત્રણ અવસ્થાનો
સઘળા પ્રાણીઓને અનુભવ થાય છે તેમ જ્ઞાન યોગી જગ-
તના પદાર્થોમાંથી ચિત્ત ખેંચી લઇને અંતઃકરણ સ્થિર એક
રૂપ કરીને ચોથી તુરીયા અવસ્થાનો અનુભવ કરે છે. તે
સમયે જગતના પદાર્થોનું ભાન રહેતું નથી. એ અવસ્થાને
જ્ઞાન સમાધિ કહે છે. ત્રીજી સુષુપ્તિ અવસ્થામાં અંતઃકરણની
વૃત્તિઓ લય પામેલી રહે છે ત્યારે મૂર્છા અવસ્થાની પેઠે
કશું ભાન રહેતું નથી પણ આ તુરીયા અવસ્થામાં ચિત્ત

અંતઃકરણમાં ઠરી ઠામ રહેવાથી આત્માના આનંદ સ્વરૂપનું સંપૂર્ણ ભાન થાય છે કેમકે સંસારી મનુષ્યો અંતઃકરણની ચિત વૃતિ વડે જેમ જાગૃત અવસ્થાનો અનુભવ કરે છે તેમ જ્ઞાન યોગીઓ જાગૃત રહીને અંતઃકરણની ચિત વૃતિ વડે આ આનંદમય તુરીયા અવસ્થાનો અનુભવ કરે છે અને જાગૃતના જેવુંજ સ્પષ્ટ ભાન થાય છે. એવી રીતે અખંડ આનંદ ભોગવનારા જ્ઞાન યોગીઓ જાતી અનુભવ વડે પરમાત્માને સચ્ચિદાનંદ સ્વરૂપ કહે છે અને અનાદિ કાળથી ખાત્રી આપતા આવ્યા છે કે તે આનંદ આગળ બીજા સઘળા માયિક આનંદ તુચ્છ છે. તેથીજ એવો આનંદ ભોગવનારા જ્ઞાન યોગીઓને જગતના પદાર્થો ગમે તેવા ઉતમ હોય છતાં લલચાવી શકતા નથી અને તેઓનો વૈરાગ્ય છોડાવી શકતા નથી.

હઠ યોગીઓ પ્રાણ રોકીને અંતઃકરણની વૃતિઓને સ્થિર કરી સમાધિ ભોગવી શકે છે કેમકે વાસનાઓ પ્રાણ વડેજ સ્ફૂર્યા કરે છે અને તે થકીજ અંતઃકરણની વૃતિઓ ચંચળ રહે છે પણ પ્રાણ ( શ્વાસ ) બંધ કરવાથી અંતઃકરણની વૃતિઓ પણ દોડતી બંધ પડે છે અને સ્થિર સમાધિની સ્થિતિમાં રહે છે. એવા હઠ યોગ થકી પ્રાપ્ત થતી એ શુભ અવસ્થા તે યોગના બળના પ્રમાણમાં હદવાળી ( Limited ) હોય છે. અદ્વૈત જ્ઞાની ગુરૂ તેને ના પસંદ કરે છે અને કહે છે કે જ્ઞાન વડે વાસનાઓને જીતી જવાથી અંતઃકરણની વૃતિઓ હંમેશની કાબુમાં આવે છે તેથી

અંતઃકરણનો જય થવાથી પ્રાણનો પણ જય થઇ જાય છે કેમકે પ્રાણ અંતઃકરણને આધીન છે અંતઃકરણ દોરવે તેમ પ્રાણ દોરવાય છે માટે જ્ઞાન વડે વાસનાને જીતી જઈ અંતઃકરણની વૃતિઓ ઉપર કાબુ મેળવવાથી તેનું ફળ કાયમનું મળે છે અને તે શાશ્વત સુખ આપનારૂ નિપજે છે માટે જ્ઞાન યોગજ શ્રેષ્ટ છે.

## જ્ઞાન માર્ગ વિષે ખોટો ભય.

ધર્મ શાસ્ત્રોમાં કર્મ માર્ગ ઉપાસના માર્ગ તથા જ્ઞાન માર્ગ એવા વિભાગો હોય છે. પ્રથમ અવસ્થામાં મનુષ્ય જાત સાધારણ બુધ્ધિની હોય છે તેઓ માટે પ્રાર્થના અને ક્રિયા વાળો ધર્મ હોય છે તે સમજીને સારી પેઠે પાળવાથી અંતઃકરણ શુધ્ધ થાય છે ત્યારે અદ્વૈત જ્ઞાન વાળો જ્ઞાન માર્ગ સમજવાનો તેઓને અધિકાર પ્રાપ્ત થાય છે. એવા અધિકારી મનુષ્ય અદ્વૈત જ્ઞાનના શિક્ષણો જાણીને સાધન સંપત્તિ પ્રાપ્ત કરે છે ત્યારે ચિન્ત તેઓને વશ થાય છે. જેણે ચિન્ત વશ કર્યું હોય એવા મુમુક્ષને ગુરૂ કૃપા કરીને અંતઃકરણની વૃતિઓ સ્થિર કરવા માટે ૐ ઉચ્ચારતાં શાખવે છે તેનો સૂર્યોદય તથા સૂર્યાસ્ત વેળા દિવસમાં બેવાર અભ્યાસ ( Practice ) કરવાથી અંતઃકરણની વૃતિઓ સ્થિર થાય છે અને અહંબ્રહ્માસ્મિના ચિંતનમાં ૐ ઉચ્ચારતાં ઉચ્ચારતાં બ્રહ્માકાર થયલા અંતઃકરણમાં બુધ્ધિ સ્થિર થઇ જાય છે ત્યારે જ્ઞાન સમાધિ પ્રાપ્ત થાય છે.

કેટલાક ભોળવાયલા ભાઇઓ તત્વ જ્ઞાન વડે પૂરવાર કરવાને બદલે માત્ર ભય દેખાડી કહે છે કે જ્ઞાનના અભ્યાસ કાળમાં અહંબ્રહ્માસ્મિનું ચિંતન કરવાથી ઘણા મુમુક્ષો ગાંડા થઇ જાય છે અથવા તો ઘણું કષ્ટ પામે છે. એ માન્યતા ભૂલ ભરેલી છે કેમકે વાસના તૃષ્ણા દૂર કરી અંતઃકરણ પવિત્ર કર્યા વિના એવા ચિંતન વડે બુધ્ધિ આત્મમય થઇ શકે નહિ અને આત્મમય થઇ શકે નહિ તો આત્મ બળ મેળવી શકે નહિ અને આત્મ બળ વિના કોઇ મનુષ્ય થકા કુદરતમાં આડુ અવળુ થઇ જવાનો જોખમ રહે નહિ. વાસના તૃષ્ણાવાળા મનુષ્યોથી કદી અસરકારક ચિંતન બની શકતું નથી તેથી જ્ઞાન માર્ગમાં કશો જોખમ નથી પણ તેથી ઉલટું વાસના તૃષ્ણા જીત્યા વિના હઠ યોગ વડે આત્મ બળ પ્રાપ્ત કરવા વાળા જોખમ ભર્યાં થઇ પડે તે વધારે બનવા જોગ છે. જ્ઞાન માર્ગ વાસના તૃષ્ણા જીતીને આત્મ મેળાપ ( યોગ ) કરવા શીખવે છે તેથી કશો ભય નથી. કદાચ કોઇ જ્ઞાન માર્ગી મુમુક્ષ કચાસને લીધે ભોગ વસ્તુમાં પાછો વળે તો તે પછાત પડે અને આત્મ મેળાપ ( યોગ ) થઇ શકે નહિ અને જન્મના ફેરામાં પડે એટલી કર્મના અદલ કાયદાની શિક્ષા શું ઓછી છે કે તેને ગાંડો કરવો પડે અથવા કષ્ટ દેવું પડે? હઠયોગવાળા પ્રાણ રોકી સમાધિ પ્રાપ્ત કરે છે તેમ કરતાં પ્રાણ વાયુ મગજના અવયવને અસ્વસ્થ કરી નાખે અને ગાંડા બનાવી દે તે વધારે બનવા જોગ છે. ભાઇઓ પરમાત્મા પૂરો દયાળુ છે ભૂલેલાને પણ

પાછો ઠામ લાવે છે. એના વહાલાને ક્રોધી જેવો ચિતારશો નહિ. તે કૃપા કરવાને પૂરતો સમર્થ છે ભાઇઓ તેને ભૂલીને અન્ય પાસે કૃપા શોધવા જશો નહિ. તે આત્મા રૂપે તમારા અંતઃકરણને પ્રકાશી શોભાવી રહ્યો છે તેની શોભામાં અન્ય કોઇને ભાગ પાડવા દેશો નહિ એટલે અંતઃકરણ વિષે અન્યને પ્રિય ગણી અન્યનુ ચિંતન ધરશો નહિ. એ પાપ છે કેમકે તે અન્યાય છે. એવી રીતે વિચારી જોશો તો જ્ઞાન માર્ગ સર્વેથી શ્રેષ્ટ માર્ગ સમજાશે.

## મનુષ્યના ભલા અને ભૂંડા કાર્યો.

પરમાત્મા પોતાની માયા શકિત દ્વારા જગત રૂપે પ્રકટ થાય છે તે માયા શકિતમાં તમોગુણ રજોગુણ તથા સત્વગુણ સામ્ય અવસ્થા ( State of equilibrium ) માં હોય છે તે માયા શકિત એટલે મૂળ પ્રકૃતિને અવ્યકત તત્વ કહે છે. તે તત્વ સઘળા સ્થૂલ શૂક્ષ્મ તત્વો તથા તેના બનેલા શરીરો ( manitestation ) નુ મૂળ એટલે કારણ શરીર ( causal body ) છે. એમાં સઘળી વૃતિઓ લય પામેલી રહે છે. એ કારણ શરીર આત્માની પહેલી ઉપાધિ ( શરીર ) છે. બીજમાંથી અંકુર ફુટે છે તેમ એ શરીરમાંથી શૂક્ષ્મ શરીર પ્રકટ થાય છે તે આત્માની બીજી ઉપાધિ છે અને અંકુરમાંથી વૃક્ષ થાય તેમ શૂક્ષ્મમાંથી સ્થૂલ શરીર પ્રકટ થાય છે તે આત્માની ત્રીજી ઉપાધિ છે.

અંતઃકરણનુ સ્વરૂપ મનુષ્ય દેહની પેઠે સ્થૂલ, શૂક્ષ્મ અને કારણ એવું ત્રેવડુ સમજવુ. બીજમાં વૃક્ષ અપ્રકટ

( nonmanifest ) રહેલું હોય છે તેમ અંતઃકરણ કારણ શરીરમાં અપ્રકટ રહે છે. બુદ્ધિને વિજ્ઞાનમય કોષ (faculty of knowledge ) કહે છે તેને અનેક જન્મોમાં જેવો અનુભવ થયો હોય છે તેવું તેનું જ્ઞાન હોય છે અને જેવુ જ્ઞાન તેવા તેના સંસ્કાર હોય છે. કારણ શરીરમાં અપ્રકટ અંતઃકરણમાં એ સંસ્કાર બીજ રૂપે અપ્રકટ રહે છે અને સ્થૂલ તથા શૂક્ષ્મ શરીરમાં અંતઃકરણ પ્રકટ રહે છે તેથી જાગૃત અને સ્વપ્નાવસ્થામાં અંતઃકરણની વૃતિઓ ચંચળ રહે છે. એ બન્ને અવસ્થામાં સંસ્કાર પ્રકટ થાય છે તેને વાસના કહે છે. પ્રાણ વડે એ વાસના રાત દિવસ શૂક્ષ્મ અંતઃકરણમાં સ્ફૂર્ત્તા કરે છે તેને પ્રકટ કરવાના સાધન રૂપ મન છે. પાંચે જ્ઞાન ઇન્દ્રિયોના પદાર્થોનું જ્ઞાન કરવાના સાધન રૂપ ચિત્ત વૃતિ છે અને દ્રઢ સંસ્કારો વડે નિશ્ચય કરી અમુક કાર્યને વ્યવહારમાં મુકાવવા વાળી વૃતિ તે બુદ્ધિ છે–

એ બુધ્ધિના દોરવ્યા વિના મન વિચારો પ્રકટ કરે છે અને ચિન્ત ઇન્દ્રિય જ્ઞાન કરાવે છે તે અનિશ્ચિત હોય છે તેથી કાર્ય નિપજતા નથી. પોતાના સંસ્કાર પ્રમાણે જ્યારે બુદ્ધિ મન અને ચિન્તને અનુસરે છે ત્યારેજ નિશ્ચિત કાર્યો થાય છે. બુધ્ધિ મન અને ચિન્ત દ્વારા પ્રાણને પ્રેરે છે તેમ પોતાની ક્રિયા શકિત વડે સ્થૂલ પ્રાણ સ્થૂલ ભૂવનને લગતા ( શારીરિક ) અને શૂક્ષ્મ પ્રાણ શૂક્ષ્મ ભૂવનને લગતાં ( માનસિક ) કાર્યો વ્યવહારમાં મુકી આપે છે. જે વૃતિ વડે હું અને મ્હારૂં એવું ભાન થાય છે તે અહંકાર વૃતિ છે. અંતઃ-

કરણની મન, ચિત્ત, બુદ્ધિ અને અહંકાર મળી ચારે વૃત્તિ-
ઓનું ચાંચળય અંતઃકરણને પ્રકાશતા આત્મા થકી હોય
છે. અને અહંકાર વૃતિ સહિત કાર્ય કરનાર બુદ્ધિ ખરેખરો
જોખમદાર વ્યકિત ( Ego ) છે.

એકજ મનુષ્ય પોતાની શરીર સેવા કરે છે તેટલો સમય
તે શુદ્રરૂપ, બહાદુરી બતાવે છે ત્યારે ક્ષત્રીરૂપ, નિર્વાહ અર્થે
ધંધો કરે છે ત્યારે વૈશ્યરૂપ અને બ્રહ્મ સ્મરણમાં સમય ગાળે
છે ત્યારે બ્રાહ્મણરૂપ હોય છે. તેમ અંતઃકરણ એકજ હોય
છે. પણ જુદા જુદા કાર્યો કરે છે તેવાં સમજણને ખાતર
તેની વૃતિઓના જુદા જુદા નામ આપ્યાં છે.

બુદ્ધિ પોતાની વાસનાને અનુકૂળ કાર્ય કરાવે છે તે
કાર્ય એકની બુદ્ધિને સુખરૂપ જણાય છે તો બીજાની બુદ્ધિને
દુખરૂપ જણાય છે કોઇ વસ્તુ અથવા કાર્ય તદન એકલું
સારૂં અથવા એકલું નઠારૂં હોતું નથી કેમકે તે એકને સારૂં
તો બીજાને નઠારૂં લાગે છે એકને સુખ આપતું તો બીજાને
દુઃખ દેતું જણાય છે તે પૂરવાર કરે છે કે સારી અને
નઠારી એવી બે જુદી જુદી વસ્તુઓ હોતી નથી પણ જુદી
જુદી મનુષ્ય બુદ્ધિ વડે એકજ વસ્તુ સારી તેમજ નઠારી
જણાય છે. જે મનુષ્ય અથવા વસ્તુ સુખ આપતાં જણાય
છે તે પ્રિય લાગે છે એ ખરૂં છે પણ મનુષ્યના અનુંભવમાં
આ વાત જાણીતી છે કે અમુક મનુષ્ય અથવા વસ્તુ અમુક
મનુષ્યને ખરેખરાં સુખ દાતા હોવા છતાં તે તેને પ્રિય

લાગતા નથી તેનું કારણ એટલુંજ છે કે તે મનુષ્યની બુદ્ધિને તે સુખ આપનારા જણાતા નથી. જે વસ્તુ ખરેખરી સુખ દાતા હોય અથવા નહિ હોય પણ તે જેને સુખદાતા જણાય છે તેનેજ તે પ્રિય લાગે છે અને જેને તે સુખદાતા જણાતી નથી તેને તે અપ્રિય લાગે છે એટલે એકજ વસ્તુ પ્રિય તેમજ અપ્રિય હોય છે.

બુદ્ધિને પોતાની વાસના ઇચ્છાને અનુકુળ પદાર્થો પ્રિય જણાય છે અને પ્રતિકૂળ ( અણગમતા ) પદાર્થો અપ્રિય લાગે છે. એવી રીતે સુખ અને દુઃખ; સારૂં અને નઠારૂં એ બુદ્ધિની કલ્પના છે. ખરૂં જોતાં તો આખું જગત બુદ્ધિની કલ્પના માત્રનો ખેલ છે, મોહ માયાની છેતર પીંડી (Trick of the Senses) માત્ર છે.

નજરે પડતું સઘળું જગત પરમાત્માની માયા શક્તી એટલે મળ પ્રકૃતિનું કાર્ય છે તે તમો ગુણી, રજોગુણી, અને સત્વગુણી, એવી ત્રિગુણાત્મક છે. શુદ્ર પ્રજાની પ્રકૃતિમાં તમો ગુણ એકલો પ્રબળ હોવાથી સ્વાર્થ, અજ્ઞાન અને આળસ થકી આહાર, મૈથુન અને નિંદ્રામાંજ તેઓ જીવન ગાળે છે, તેઓથી ચઢિયાતી ખેડ કરનારી તથા વૈશ્ય પ્રજામાં મોટે ભાગે તમો ગુણ તથા થોડે ભાગે રજોગુણ ખીલેલો હોય છે. રજોગુણ વડે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર્ય વાળુ ચંચળ જીવન ગાળનારી પ્રજા ક્ષત્રી કહેવાય છે તેઓમાં મોટે ભાગે રજોગુણ અને થોડે અંશે સત્વગુણ ખીલેલો હોય છે. સત્વ ગુણ વડે સુખ શાંતિ અને જ્ઞાન અર્થે જીવન ગાળનારી પ્રજા

બ્રાહ્મણ કહેવાય છે. પારસી ખ્રીસ્તી અને મુસલમાન પ્રજામાં એવા વિભાગ હોતા નથી છતાં વિચારી જોશો તો વ્યવહારમાં તેઓ પણ કુદરતી રીતે એવા વર્ગોમાં વહેંચાયલાજ રહે છે છે અને પોત પોતાને મળતી આવતી સ્થિતિના લોકો સાથેજ વ્યવહાર રાખે છે અને જન્મે નહિતો કર્મે શુદ્ર અથવા બ્રાહ્મણના જીવન ગાળે છે.

મનુષ્યને પ્રથમ અવસ્થામાં તમોગુણ વાળુ જીવન ગાળતા જ્યારે અનુભવ થાય છે કે સ્વાર્થ અને આળસ્ય સારાં નથી ત્યારે કુદરતી કાયદે તે રજોગુણી માતપિતાને ત્યાં જન્મી રજોગુણી જીવન ગાળે છે તેમ કરતાં કામ ક્રોધ વિગેરે સારાં નથી એવું જ્યારે જન્મો લેતાં અનુભવથી જ્ઞાન થાય છે ત્યારે તે મનુષ્ય કુદરતી કાયદે સત્વગુણી માત-પિતાને ત્યાં જન્મ લઇ સત્વગુણી જીવન ગાળે છે અને જ્યારે ગુરૂ કૃપાથી પરમાત્માનું યથાર્થ સ્વરૂપ જાણવાને સમર્થ થાય છે ત્યારે મુકિત મેળવે છે. અંતઃકરણમાં વ્યાપી રહેલા આનંદના મૂળ આત્મારૂપ પરમાત્માનું યથાર્થ જ્ઞાન થવા માટે તેની માયા શકિત એટલે પ્રકૃતિ ( manifesta-tion ) નું પ્રથમ તત્વ જ્ઞાન થવું અવશ્યનું છે તત્વજ્ઞાન થયાથીજ આત્મજ્ઞાન થાય છે. તમોગુણ અને રજોગુણને લગતાં નઠારાં કહેવાતાં કાર્યો આત્મજ્ઞાન થવાની જીંદગીની છેવટની નેમ ( goal ) પાર પાડવા માટે પરમાત્માએજ ચાલુ રહેવા દીધા છે. કોઇ શેતાન કે ઇબલીસની મકદુર નથી કે તે એવાં કાર્યો ચાલુ રાખી શકે.

જાતી અનુભવ વિના યથાર્થ જ્ઞાન થતું નથી અને સંપૂર્ણ આત્મજ્ઞાન થાય ત્યાંસુધી જ્ઞાન (Intelligence) ખીલવવાની જીંદગીની નેમ છે તેથી તે નેમ પાર પાડવા સ્થૂલ ભૂવનની જીંદગી અવશ્યની છે. તે જીંદગીને અલવલ આવે એવાં કૃત્યો કરવાં તે ઇશ્વરી નેમની વિરૂધ્ધ છે અને તેથી તે પાપ છે તેમજ તે ઇશ્વરી નેમની સાથે સહકાર કરવો એટલે જીંદગી નિભાવી જ્ઞાન ખીલવવામાં સહાય થવું તે પૂન્ય છે માટે જેમ પોતે જીવો છો તેમ બીજાઓને પણ જીવવા દો (Live & let live) એ મનુષ્ય માત્રનો ધર્મ છે.

## પ્રાણીઓમાં પરમાત્મા.

પરમાત્મા સર્વ વ્યાપક (Omnipresent) છે તેથી તે સઘળા પ્રાણીઓમાં પણ હોવા જોઇએ માટે તેની સ્થિતિ જાણવી જોઇએ. મહાત્મા ગુરૂ કૃપા કરીને શીખવે છે કે જે ધર્મસ્થાપકોએ પ્રાણીઓમાંનો આત્મા અજર અમર છે એમ કહ્યું છે તે સત્ય છે પણ તેના માનનારાઓ એમ સમજે છે કે આત્મા જુદા જુદા છુટા છે અને તેને પરમાત્માએ ઉત્પન્ન કર્યા છે તે સમજ ખરી નથી કેમકે જેને ઉત્પતિ હોય તેને નાશ પણ હોય છે એ સિદ્ધાંત સર્વ માન્ય છે. માટે અમર વસ્તુને ઉત્પતિ હોઇ શકે નહિ. તેમજ જે વસ્તુ અમર હોય તેજ અનંત હોઇ શકે અને અનંત હોય તે અનેક નહિ પણ એકજ હોઇ શકે. માટે અમર

આત્મા અનેક છુટા છુટા હોતા નથી પણ પ્રાણીઓના અંતઃકરણને આત્મારૂપે ભિત્તરમાં પ્રકાશતો પરમાત્મા તથા બહાર સર્વત્ર વ્યાપી રહેલો અખંડ (indivisible) પરમાત્મા એકજ છે જુદો નથી તેથીજ સઘળા સ્વરૂપોમાં એકજ આત્મા છે એમ મનાય છે.

સર્વવ્યાપક નિર્ગુણ પરબ્રહ્મ પરમાત્મા ઉપાધિ રહિત ચૈતન્ય છે પણ પ્રાણીરૂપ થવા માટે પ્રથમ જ્યારે તત્વોરૂપે પ્રકટ થાય છે ત્યારે તે તત્વોની ઉપાધિને લીધે સગુણ બ્રહ્મ અથવા ઇશ્વર કહેવાય છે એ સમષ્ટિ (universal) રૂપ છે. પરમાત્મા જ્યારે પ્રાણીઓના અંતઃકરણને પ્રકાશે છે અને જીવન પ્રકટ થાય છે ત્યારે તે આત્મા કહેવાય છે અને તે વ્યષ્ટિ (individual) રૂપ છે. પરમાત્મા, ઇશ્વર અને આત્મા એવા ત્રણ નામે ઓળખાતા છતાં ચૈતન્ય રૂપે તો એ ત્રણે એકજ છે કેમકે ચૈતન્ય અખંડ છે. એવું હોવાથી સઘળા સ્વરૂપોનો આત્મા એકજ છે એમ મનાય છે.

સર્વત્ર વ્યાપી રહેલું શૂક્ષ્મ (અણુદિઠ) અગ્નિ તત્વ ઉપલા કથનનું દ્રષ્ટાંત પૂરૂ પાડે છે. અગ્નિ તત્વ પોતાને પ્રકટ થવાનું સાધન (ઉપાધિ) લાકડાના મોટા ઢગલા રૂપે મળી આવે છે ત્યારે એક મોટો અગ્નિ પ્રકટ થાય છે અને તેમાંથી લાકડાના અસંખ્ય તણખાં બહાર ઉડે છે અને તે તણખા દ્વારા અસંખ્ય ચિંગારીઓ પ્રકટ થાય છે. એ સૂક્ષ્મ અગ્નિ તત્વની પેઠે ચૈતન્ય ઉપાધિ રહિત છે તે પરમાત્મા

અથવા નિર્ગુણ બ્રહ્મ છે. જેમ અગ્નિ તત્વ લાકડાંની ઉપાધિ દ્વારા મોટા અગ્નિ રૂપે પ્રકટ થાય છે તેમ તત્વોની ઉપાધિ દ્વારા સમષ્ઠિ ( universal ) રૂપે પ્રકટ થતા પરમાત્મા સગુણ બ્રહ્મ અથવા ઇશ્વર છે, અને મોટા અગ્નિમાંથી ચિંગારીઓ રૂપે તણખાં પ્રકાશે છે તેમ ઇશ્વરમાંથી પ્રકટ થતા પ્રાણીઓના અંતઃકરણને પ્રકાશે છે તે આત્મા છે.

જેમ ચિંગારી, અગ્નિ અને અગ્નિ તત્વ એવા ત્રણ નામે ઓળખાવા છતાં ત્રણે એક અગ્નિ તત્વજ છે કેમકે તે અખંડ છે તેમ પ્રાણીઓના અંતઃકરણને વ્યષ્ટિ રૂપે પ્રકાશતો આત્મા તથા તત્વોને સમષ્ટિ રૂપે પ્રકાશતો ઇશ્વર અને ચૈતન્ય રૂપ પરમાત્મા એવા ત્રણ નામે ઓળખાતા છતાં તેઓ એકજ ચૈતન્ય છે કેમકે તે અખંડ છે. અગ્નિ તત્વ હાલતું ચાલતું નથી પણ તણખાની ઉપાધિને લીધે અગ્નિ હાલતો ચાલતો જણાય છે તેમ આત્મા સ્થિર સ્વયંપ્રકાશ છતાં શરીરની ઉપાધિને લીધે આત્મા હાલતો ચાલતો જણાય છે.

પરમાત્મા સહુથી શૂક્ષ્મ ચૈતન્ય છે તેથી સ્થુલ કે શૂક્ષ્મ પદાર્થો વડે તેને ઘેરીને બંધ કરી શકાતો નથી અથવા તેના ભાગ પાડી શકતા નથી પણ એક પ્યાલો કે ઘડો જ્યાં લઇ જશો ત્યાં તેમાં આકાશ ( space ) હોય છે તેમ શરીરો જ્યાં જાય ત્યાં શૂક્ષ્મ અંતઃકરણને પરમાત્મા પ્રકાશતો રહે છે એવી રીતે અંતઃકરણને પ્રકાશતા પરમાત્માનેજ આત્મા કહે છે તે ઉપરથી સમજાશે કે આત્મા શરીરમાં

ચોટી બેઠો નથી. પરમાત્મા સહુથી શૂક્ષ્મ હોવાથી સઘળા પદાર્થોના ભિતરમાં હોય છે પણ જેમાં અંતઃકરણ હોય છે તેનેજ જીંદગી પ્રકટ થાય છે. સઘળી જીંદગીઓનો તે આધાર છે આત્માં જુદી સ્વતંત્ર અમર હયાતી ધરાવતો નથી કેમકે વિદ્વાનો સારી પેઠે જાણે છે કે પરમાત્મા અને આત્મા બે જુદી જુદી અમર હયાતી ધરાવે તે બનવાજોગ નથી કેમકે એક પરમાત્માજ અનંત અમર છે અને તેનો બરોબરયો બીજો કોઇ નથી ( He is One without a second. )

પ્રાણ અંતઃકરણ અને પંચ તત્વોના બનેલા સ્થુલ શૂક્ષ્મ અને કારણ શરીરો મળીને બનેલો વ્યકિત (Ego) ઉત્પન. થયલો હોય છે પરમાત્માની માયા શકિતમાંથી ઉત્પતિ છે, માયા શકિત થકીજ તેની સ્થિતિ (Maintainance) છે પણ તે અમર (Immortal) નથી કેમકે જેમાંથી તે ઉત્પન્ન થયો છે તેમાંજ વખત આવત્રે પાછો લય પામવાનો છે. એ પ્રાણ, અંતઃકરણ અને સૂક્ષ્મ વાસના શરીર તથા કારણ શરીર મળીને બનેલો વ્યકિત (Ego) જન્મ મરણના ફેરામાં પડે છે. આત્માને જન્મ કે મરણ હોતા નથી. એ પ્રાણ અંતઃકરણ તથા શરીરો મળીને બનેલા વ્યકિતનાં અંતઃકરણને સઘળે ભૂવને સર્વવ્યાપક પરમાત્મા પ્રકાશતો રહે છે તેને આત્મા કહે છે અનંત અખંડ એવો એકજ પરમાત્મા સઘળા અંતઃકરણને આત્મારૂપે પ્રકાશતો હોવાથી પ્રાણી માત્રનો આત્મા એકજ છે એમ મહાત્મા ગુરૂ શીખવે છે.

એક ઓરડામાં દિવો પ્રકાશે છે તેના પ્રકાશવડે પ્રાણીઓ ગમે તેવા કાર્યો કરી શકે છે છતાં તે કાર્યોના ગુણ દોષ તે દિવાને લાગતા વળગતા નથી તેમ પોતાની વાસના પ્રમાણે અંતઃકરણની વૃત્તિએ. દોરવે છે તેમ શરીરો વડે કાર્ય થાય તેના ગુણ દોષ શરીર અને અંતઃકરણનેજ લાગે વળગે છે. અંતઃકરણને આત્મારૂપે પ્રકાશતા પરમાત્માને કશું લાગતું વળગતું નથી ચૈતન્યરૂપ આત્માથકી પ્રાણ અંતઃકરણ અને શરીર વિગેરે જડ તત્વો ચૈતન્ય મય થાય છે જીંદગી (જીવન) ચાલુ રહે છે અને જેવાં કર્મ થાય છે તેવાં સ્વરૂપવાળા નવા શરીરો કુદરતી કાયદે (Law of cause and effect) ઉત્પન્ન થયા કરે છે. નાટકકાર તમને ગમે તેવા સ્વરૂપો બનાવી નાટક કરી આપે છે અને તમે તેના પૈસા આપ્યા કરો છો ત્યાં સુધી નાટક ચાલુ રાખે છે તેમ પ્રાણીઓ કર્મ રૂપી પૈસા ભર્યા કરે છે ત્યાં સુધી તેમની વાસના ઇચ્છા મુજબના સ્વરૂપ બનાવી આપી નાટકકાર પરમાત્મા જગતનો નાટક ચાલુ રાખે છે.

તમારી જેવી વાસના તેવા કાર્યો કરો છો અને કાર્યો કરો છો તેવાં તમારા ભવિષ્યના સ્વરૂપ બુદ્ધિ અને ભાગ્ય ઘડાય છે પરમાત્મા પોતાની ઇચ્છા પ્રમાણેના તમને બનાવતો નથી પણ કર્મ (cause & effect)ના કુદરતી કાયદા પ્રમાણે સઘળાને ઘટતું મળ્યા કરે તેવો બંદોબસ્ત રાખ્યો છે પ્રાણીઓના અંતઃકરણને આત્મારૂપે પ્રકાશતો પરમાત્મા પોતે કશા

કાર્ય કરતો નથી પણ તેના પ્રકાશ વડે પ્રાણીઓ પોતાની વાસના પ્રમાણેના કાર્યો કરી શકે છે. એમ સમજવાથી સ્થિતિ સ્પષ્ટ સમજાશે.

સઘળા મનુષ્યોના અંતઃકરણને એકજ પરમાત્મા પ્રકાશે છે તે સત્ય છે પણ વાસના બુધ્ધિ ઉચ્ચ કે નીચ હોય તેવાજ મનુષ્ય ઉચ્ચ કે નીચ હોય છે, રંગ રૂપ થકી મનુષ્યને ઉચ્ચ કે નીચ સમજવાં તે અજ્ઞાન છે જેઓ ઉચ્ચ બુધ્ધિ દેખાડે તેઓજ ખરેખરા ઉચ્ચ હોય છે.

અંતઃકરણની મનોવૃતિ વાસના ઇચ્છા પ્રકટ કરે છે અને ચિતવૃતિ પાંચેજ્ઞાન ઇંદ્રિયોનું ભાન કરાવે છે એ વાસના ઇચ્છા અને તેના પદાર્થોનો નિશ્ચય કરવાવાળી અંત;કરણની વૃતિને બુધ્ધિ કહે છે. એ બુધ્ધિ સઘળા કાર્યો માટે જોખમદાર છે એજ બુદ્ધિ ચિત્તવડે જગતના સુખ ભોગના પદાર્થોનો અનુભવ કરતાં જ્યારે તે પદાર્થો મિથ્યા છે એવા જ્ઞાન વડે પોતે શુદ્ધ થાય છે ત્યારે ચિતવડે આત્મ ધ્યાનમાં સ્થિર થઇ આત્મજ્ઞાન પ્રાપ્ત કરે છે. એ કાર્ય કરનાર બુદ્ધિને વિજ્ઞાનમય કોપ પણ કહે છે એજ જોખમદાર (responsible) વ્યકિત છે, અહંકાર વૃતિ સહિત હું પણાના ભાનમાં કાર્યો કરનારો, ગુરૂ પાસે બેસી ચેલારૂપે શિક્ષણો લેનારો, અને જીંદગીની છેવટની નેમ (Goal) જે મુકિત છે તે મેળવનારો વ્યકિત (Ego) એ બુદ્ધિ એટલે વિજ્ઞાનમય કોષ છે. જેના વડે એ બુધ્ધિ પ્રકાશે છે. એટલે કાર્ય કરી શકે છે તેમજ જેના વડે સઘળા પ્રાણી-

એમાં એક સરખી "હું બુધ્ધિ" ( Egoism ) હોય છે તે આત્મા છે. "હું" એ ચૈતન્ય રૂપ આત્માની પ્રતીતિ ( manifestation ) છે. તમારો ખરેખરો હું એ આત્મા છે. તે અજર અમર છે પણ કાર્ય કરવાવાળો ખરેખરો વ્યકિત તમારો વિજ્ઞાનમય કોષ એટલે બુધ્ધિ છે તે કાંઇ અજર અમર નથી. મહાત્મા ગુરૂ કહે છે કે પરમાત્મા એમાં આત્મારૂપે વ્યાપી રહેવાથી અંતઃકરણમાં રહેલો એ વિજ્ઞાન મય કોષ અત્યંત પ્રકાશવાળો હોય છે એને બુદ્ધિ અથવા જીવ પણ કહે છે એજ જોખમદાર વ્યકિત છે અને એજ જન્મ મરણને આધીન છે.

અંતઃકરણને પ્રકાશતા આત્મા સાથે એને ભેળી નાંખવો નહિ તેમજ કર્મફળના કર્તા ભોકતા બુદ્ધિ એટલે વિજ્ઞાનમય કોષને ચૈતન્ય રૂપ પરમાત્મા સિવાય કોઇ જુદા સ્વતંત્ર હયાતી ધરાવતા તત્વોનો બનેલો સમજવો નહિ. એ વિજ્ઞાનમય કોષ તથા સઘળું જે દૃષ્ય ( manifest ) છે તે પરમાત્માની માયાશકિત એટલે પ્રકૃતિ છે. પરમાત્માજ માયાશકિત દ્વારા પ્રકટ થાય છે અને જેવું પાત્ર તેવો પ્રકાશ હોય છે. અગ્નિમાં ધરેલો લોઢાનો કકડો અગ્નિમય થઇ જાય છે તેમ ચૈતન્યરૂપ પરમાત્મા ભિત્તર તથા બહાર વ્યાપી રહેલો હોવાથી શરીરો ચૈતન્ય મય થઇ જાય છે.

અગ્નિ ( Heat ) ને આકાર તથા વિકાર હોતા નથી પણ અગ્નિમાં ધરેલા લોઢાને વિકાર ( change )

હોય છે અને તેના જુદા જુદા ઘાટ આકાર બની શકે છે તેમ શરીર, મન અને બુદ્ધિમાં લોઢાની પેઠે આકાર અને વિકાર હોય છે પણ તેને આત્મારૂપે પ્રકાશતા પરમાત્મામાં અગ્નિ પેઠે વિકાર ( change ) થતો નથી. બુધ્ધિ એટલે વિજ્ઞાનમય કોષમાં સુખ દુઃખ આદિ વિકાર થાય છે પણ તેના પ્રકાશક આત્મામાં વિકાર થતો નથી. વિજ્ઞાનમય કોષ એટલે બુધ્ધિએ કરેલા કર્મો ( cause ) જે જે ભૂવનને લગતાં હોય છે તેના ફળ ( Effects ) તે તે ભુવનેજ પહોંચે છે. બુધ્ધિએ કરેલા કર્મના ફળ બુદ્ધિથીપર (Above) એવા તેના પ્રકાશક આત્માને આત્મિક ભૂવને પહોંચતા નથી અર્થાત પ્રકૃતિના કર્મોના ફળ પ્રકૃતિ ભોગવે છે. પ્રકૃતિના પ્રકાશક આત્માને ભોગવવા પડતા નથી.

મહાત્મા ગુરૂ શીખવે છે કે માયાશકિત એટલે પ્રકૃતિ ત્રિગુણાત્મક છે તેથી તમોગુણને લગતાં આળસ્ય, બેદરકારી, અજ્ઞાન જેવા તથા રજોગુણને લગતાં કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર્ય જેવા તથા સત્વગુણને લગતાં સુખ શાંતિ અને જ્ઞાન મેળવવા જેવાં કાર્યો મનુષ્ય પ્રકૃતિ થકીજ નિપજે છે એવી રીતે સઘળાં ભલાં કહેવાતા તથા ભૂંડા ગણાતાં કાર્યો માયાના એટલે પ્રકૃતિના કાર્યો છે અને તેના ફળ કર્મ ( Cause and effect ) ના કાયદે મનુષ્યની પ્રકૃતિ એટલે શરીર મન અને બુધ્ધિ એજ ભોગવવાના છે કોઇ આહરેમન, શેતાન, કે ઇબલીસ સર્વ શકિતમાન પરમાત્માની ઉપર વાર્યો થઇને જગતને હક

ઇનસાફ વિના દુઃખ દેનારો હયાતીમાં હોનો નથી એમ મહાત્મા ગુરૂ શીખવીને કહે છે કે પરમાત્મા સહુથી સૂક્ષ્મ પોતાનું મૂળ ચૈતન્ય સ્વરૂપ બદલ્યા વિના પોતેજ પોતાની માયાશકિત એટલે પ્રકૃતિ દ્વારા પ્રાણ, મન, બુદ્ધિ તથા શરીર વિગેરે તત્વોવાળા વ્યકિતઓ (Egoes) રૂપે પ્રકટ થાય છે, જે વ્યકિતઓ ભલાં કે ભૂંડા કાર્યો કરે છે તે વ્યકિતનો પ્રકાશક પોતે હોવા છતાં અને તેઓના ભિતરમાં હાજર છતાં પોતે તે વ્યકિતઓના કાર્યોથી પોતાના સૂક્ષ્મ-પણાને લીધે લેપાતો નથી (remains unaffected) એવી તેના ઐશ્વર્ય (Omnipotence) ની ખુબી છે.

## તમે પોતે ( Your Real Self ).

મનુષ્ય અનેક તત્વોનો બનેલો છે તેથી ખરેખરા તમે પોતે તે શું છો તે જાણવું જોઇએ. પોતાની જીંદગી બચાવવા ખાતર પોતાના શરીરના અવયવોનો ભોગ આપવા મનુષ્ય તૈયાર થાય છે તે બતાવે છે કે શરીરના અવયવો કરતાં જીંદગી વધારે વહાલી છે. જ્યારે કોઇને ખમાય નહિ એટલી શરીર વેદના થાય છે ત્યારે તે પોતાની દેહ છુટે તો સારૂં એમ બોલે છે. એ બોલનાર સ્થુલ શરીરથી પર એટલે અલગ જુંદો હોવો જોઇએ કેમકે તેને સ્થુલ શરીર સુખ આપતું જણાતું નથી ત્યારે તેનો પણ ભોગ આપવા તયાર થાય છે એ બતાવે છે કે ખરેખરા તમે પોતે તે સ્થુલ શરીર નથી. મહાત્મા ગુરૂ શીખવે છે કે સ્થુલ દેહ છુટે તો સારૂં એમ ઇચ્છનાર સ્થુલ દેહથી પર એવી બુધ્ધિ છે. એ બુદ્ધિ સૂક્ષ્મ

શરીરમાંના સૂક્ષ્મ અંતઃકરણની સૂક્ષ્મ વૃતિ છે સુખદુઃખની લાગણીએનેજ હોય છે પ્રાણ, મન તથા સઘળી ઇંદ્રિઓને એ બુધ્ધિજ દોરવે છે. સઘળા કર્મો માટે એ બુધ્ધિજ જોખમદાર વ્યક્તિ છે એનેજ વિજ્ઞાન મય કોષ અથવા જીવ કહે છે.

સ્થુલ ભૂવન તથા સ્વર્ગ નર્કાદિ સૂક્ષ્મ ભુવનોમાં કર્તા ભોક્તા, જન્મ મરણને આધીન વ્યક્તિ, એ બુધ્ધિજ હોય છે. અંતઃકરણને પ્રકાશતા ચૈતન્યરૂપ આત્માને લીધે એ બુદ્ધિ ચૈતન્ય મય થઇ શરીરનો વ્યવહાર દોરવી શકે છે અને અહંકાર વૃતિ વડે હું હું બોલી કર્તા ભોક્તા હું છું એવું અભિમાન કરે છે એ બુધ્ધિ તથા અહંકાર વૃતિ જડ છે ભિતરમાં આત્મા તેમને પ્રકાશતો ન હોયતો બુધ્ધિ પોતાનું કાર્ય કરી શકે નહિ અને અહંકાર વૃતિ હું હું કહીને પ્રકટ થઇ શકે નહિ મહાત્મા ગુરૂ શીખવે છે કે અહંકાર વૃતિ દ્વારા હું હું કરીને પ્રકટ થાય છે તે આત્મા છે. "હું" એ આત્માની પ્રતીતિ (Manifestation) છે. તમારો ખરેખરો "હું" તો આત્મા છે એટલે ખરેખરા તમે પોતે આત્મા છો.

જેમ એક એનજીનના ભિતરમાંનો સ્ટીમ પાવર વિવિધ સંચા દ્વારા ઉઉ કરીને પ્રકટ થાય છે તેમ અંતઃકરણને ભિતરમાં પ્રકાશતો આત્મા વિવિધ તત્વો દ્વારા હું હું કરીને પ્રકટ થાય છે. સ્ટીમ પાવર ઉઉ કરીને પ્રકટ થાય છે તે પોતે સ્ટીમ પાવર છે એમ જણાવતો નથી પણ ઇજનેરી જ્ઞાનવડે સમજી શકાય છે કે ઉઉ કરનાર સ્ટીમ પાવરજ છે તેમ હું

હું કરીને પ્રકટ થતો આત્મા પોતે આત્મા છે એમ જણાવતો નથી પણ ગુરુ કૃપાથી તત્વજ્ઞાન વડે સ્પષ્ટ સમજી શકાય છે કે હું હું કહીને પ્રકટ થનાર આત્માજ છે. અને મનુષ્ય પોતાને વિષે હું કહીને બોલે છે તે હું આત્મા છે એટલે ખરેખરા તમે પોતે આત્મા છો. આગળ જોઇ ગયા તેમ આત્મા અને પરમાત્મા જુદા નથી તેથી જ્ઞાનીઓ પોતે આત્મારૂપે બ્રહ્મ છે એમ સમજીને "અહં બ્રહ્માસ્મિ" એટલે હું બ્રહ્મ છુ "અનલ હક" એટલે હું હક (ખુદા) છું એવો ઉચ્ચાર કરતા તે સત્યજ છે.

સર્વ વ્યાપક ચૈતન્યરૂપ પરમાત્મા ઉપર નીચે સઘળી દિશાએ વ્યાપી રહયો છે તેને કર્તૃત્વ છે એટલે જગતને પ્રકટ કરે છે લય કરે છે અને નિયમમાં રાખે છે એ સર્વે વ્યાપક પરમાત્માની અંદર હરતા ફરતા શરીરોના અંતઃકરણને પરમાત્મા આત્મારૂપે પ્રકાશે છે એ આત્માને કશુ કર્તૃત્વ કે ભોકતૃત્વ હોતું નથી એનજીનમાંનો સ્ટીમ પાવર માત્ર ઉઉ કરીને પ્રકટ થાય છે અને અણુદિઠ રહીને કાર્ય થવા જોગું બળ પૂરું પાડે છે પણ જેમ તે એનજીનનો ડ્રાઇવર તેના બળના ઉપયોગ માટે જોખમદાર છે તેમ આત્મા માત્ર હું હું કરીને પ્રકટ થાય છે શરીરનો વ્યવહાર ચલાવવા પૂરતું બળ આપે છે પણ ડ્રાઇવરરૂપ બુધ્ધિ તે બળના ઉપયોગ માટે જોખમદાર છે. સ્ટીમ પાવરને ડ્રાઇવરના કાર્યો માટે કશું લેવા દેવા નથી તેમ આત્માને બુધ્ધિના કાર્યો સાથે કશી લેવા દેવા નથી.

લોહાના કકડામાં અગ્નિ વ્યાપી રહે છે અને લોઢું અગ્નિમય થઇ રહે છે તેમ અંતઃકરણમાં અખુટ બળ આનંદ અને જ્ઞાનનું મૂળ સચ્ચિદાનંદ આત્મા વ્યાપી રહે છે તે થકી અંતઃકરણ આત્મમય હોય છે પણ જ્યાં સુધી મનુષ્ય બુદ્ધિ ચિતવડે સુખભોગના બાહ્ય પદાર્થો થકી થતા અલ્પાનંદમાં રહે છે ત્યાં સુધી આત્મમય અંતઃકરણના પૂર્ણાનંદનો તેને અનુભવ થતો નથી પાણીનો પરપોટો સમુદ્રની સપાટી ઉપર તર્યા કરે છે ત્યાં સુધી નજીવો પરપોટોજ રહે છે પણ જ્યારે સમુદ્રમાં લય થઇ જાય છે ત્યારે તે સમુદ્રમય થઇ જાય છે તેવીજ રીતે જ્યારે મનુષ્ય બુદ્ધિ " ખરેખરો હું તો આત્મા છું " એવા ચિતવડે સચ્ચિદાનંદ સ્વરૂપ આત્મામા લય થઇ જાય છે એટલે આત્મમય અંતઃકરણમાં સ્થિર થઇ રહે છે ત્યારે તે આત્મમય સર્વજ્ઞ તથા આનંદ સ્વરૂપજ હોય છે. મુમુક્ષો શરણે જાય છે તેઓને મહાત્મા ગુરૂ કૃપા કરીને આત્મામાં ચિતવડે બુધ્ધિ લય કરવાનો પ્રયોગ બતાવે છે તે શ્રધ્ધા પૂર્વક અભ્યાસ કરવાથી સિદ્ધ થાય છે.

વિચારી જુઓને હવે સત્ય જાણો
તમે કોણ છો તે હવે સત્ય જાણો
તમે તે શરીરો નથી નક્કિ માનો
કે ચૈતન્ય છો તે હવે સત્ય જાણો
તમે ને ખુદા એક ચૈતન્ય રૂપે
ન માનો જુદા છો હવે સત્ય જાણો

કહે ક્રૈસ્ટ વ્હાલો પયગમ્બર જગતને
કે તે તેજ હું છું હવે સત્ય જાણો
"જુદા જાણવો હોય તો * નફ્સ જાણો"
કહે છે મુસલમાં હવે સત્ય જાણો
પરમપ્રિય કૃષ્ણે કહ્યું છે ગિતામાં
કે હું તેજ તું છો હવે સત્ય જાણો
કહે છે વળી બ્રહ્મ સ્વરૂપ શંકર
"વદો ઓમ સોહં" હવે સત્ય જાણો.

## અદ્વૈત જ્ઞાન ( Nondualism )

ખરેખરા તમે પોતે તો આત્મા છો અને આત્મા રૂપે પરમાત્માજ અંતઃકરણને પ્રકાશે છે એવી રીતે તમારૂ આત્મા સાથે અને આત્માનું પરમાત્મા સાથે એકત્વ હોય છે અને એ પરમાત્માજ નજરે પડતા જગત રૂપે પ્રકટ થયો છે એટલે આત્મા, પરમાત્મા અને જગત મૂળમાં એકજ છે, જુદા જુદા નથી એવું જ્ઞાન તે અદ્વૈત જ્ઞાન છે. એ મહાત્માઓનો ધર્મ એટલે જ્ઞાન માર્ગ છે. શ્રીકૃષ્ણે એ જ્ઞાન માર્ગને શ્રેષ્ટ કહયો છે. અને શ્રી શંકરે એજ માર્ગ શીખવ્યો છે

અંતઃકરણને પ્રકાશતો આત્મા જો પરમાત્માથી જુદો એવો ઉત્પન્ન કરેલો હોય તો આત્મા અમર હોઇ શકે નહિ કેમકે જે ઉત્પન્ન થાય છે તે નાશ પામે છે એ સિધ્ધાંત વિદ્વાનો સ્વીકારે છે વળી પરમાત્મા આત્માથી જુદો હતે તો મનુષ્યના આત્મા વડે તેને જુદો જોઇ જાણી

* નફ્સ = આત્મા.

શકાતે પણ આજ શુધી કાંઇએ તેને જુદો જોયો જાણ્યો નથી તેનું કારણ એજ છે કે આત્મા અને પરમાત્મા એકજ છે.

આત્મા પરમાત્માના આ એકત્વના અદ્દૈત જ્ઞાનના શિક્ષણોને બીજા ધર્મો પાળનારી પ્રજાના કેટલાક મહાત્માઓ પણ ટેકો આપતા જણાય છે. ખ્રીસ્તીઓના પેગામબર ક્રાઇસ્ટ કહે છે કે "હુ અને આકાશમાંનો મારો પીતા (પરમાત્મા) એકજ છઇએ. અહિંઆ ક્રાઇસ્ટ પોતાને શરીર રૂપે નહિ પણ ચૈતન્ય આત્મા રૂપે પોતાને "હું" કરીને ગણે છે તે સત્યજ છે. મુસલમાન જ્ઞાનીઓ કહી ગયા છે કે "તારા રબ (ખુદા) ને ઓળખવો હોય તો તારા નફસ (આત્મા) ને ઓળખ" મીસર દેશના જાણીતા મુસલમાન સંત મનસુર અને મુલતાનના નામીચા કલંદર શમશુલ તબરેઝ ખુલ્લું "અનલ હક" એટલે હુ હક (ખુદા) છું એમ ઉચ્ચારતા અને તેમના લાખો ચેલાઓ તેજ જાપ જપતા રહ્યા છે.

પારસીઓના પ્રાચિન પાદશાહ જમશેદે પોતાને ખુદાય જાહેર કીધો હતો તેનો અર્થ ફારસી ભાષામાં ખુદ એટલે પોતે આય એટલે આવવાવાળો (Self manifested) થાય છે. પરમાત્મા જગત રૂપે પ્રકટ થયો છે તે શિક્ષણને એ શબ્દાર્થ બરાબર લાગુ પડે છે છેલ્લા આસરે ૧૫૦ વરસ ઉપર પારસી લોહીના દસ્તુર આઝરકેરવાન નામના દરવેશે પોતાના જુદી જુદી ન્યાતના હજારો ચેલાઓને

શીખવ્યું હતું કે "નીસ્ત હસ્તી બજુઝ યઝદાન" એટલે પરમાત્મા સિવાય બીજી કોઇની હયાતી નથી. અર્થાત જે હયાતીમાં છે તે એક પરમાત્મા માત્ર છે. એવા પવિત્ર મનુષ્યો આત્મમય જીંદગી ગુજારી અંતકરણની વૃતિને શુધ્ધ સ્થિર કરીને પોતાનું આત્મા સાથે અને આત્માનું પરમાત્મા સાથેના એકત્વનું જ્ઞાન થવા પછી તેજ ધ્યાનમાં ઉપલા વચનો બોલ્યા હતા તે સત્યજ હતા પણ તે વેળાની સાધારણ પ્રજા તે મર્મ સમજી શકી ન હતી.

ઉપર પ્રમાણે આત્મા પરમાત્માનું ઐક્ય સમજાયા પછી પરમાત્મા અને જગતની સ્થિતિ જાણવી જોઇએ. પરમાત્મા ચૈતન્ય છે અને જગત જડ જણાય છે એટલે જડ અને ચૈતન્યની બે જુદી જુદી સ્વતંત્ર હયાતી છે એમ સાદી નજરે સમજાય છે પણ ઉપનિષદોમાં બહુ ચોકસાઇથી દ્વૈત વાદનું ખંડન કરવામાં આવ્યું છે અને શ્રી શંકર તે સઘળા ઉપનિષદોનું દોહન કરી અદ્વૈત વાદ સિધ્ધ કરે છે અને શીખવે છે કે જેમ એક કરોળયાની પાસે જાળાં બનાવવાનો પોતાથી જુદો કોઇ પદાર્થ હયાતીમાં હોતો નથી છતા મરજી પડે ત્યારે તે પોતાનું મૂળ સ્વરૂપ બદલ્યા વિના જાળાં બહાર પાડે છે તેમજ પોતામાં સમાવી દે છે તેવી રીતે પરમાત્મા પોતાનું સૂક્ષ્મ ચૈતન્ય રૂપ મૂળ સ્વરૂપ બદલ્યા વિના જગતરૂપ દેખાવ ઉત્પન્ન કરે છે તેમજ પોતામાં લય કરી દે છે. પરમાત્માના એ ઐશ્વર્ય (Omnipotence) ને ખુદાની કુદરત કહે છે.

પરમાત્મા સર્વ વ્યાપક છે. અનાદિ અનંત છે. તેથી તે ચૈતન્યરૂપ પરમતત્વ એકજ ત્રિકાળમાં હતું છે અને રહેશે તેના સિવાય બીજાં કોઇની સ્વતંત્ર હયાતી ત્રણે કાળમાં હોતી નથી જો તેના સિવાય અન્ય બીજા કોઇની સ્વતંત્ર હયાતી હોય તો બેમાંથી એક પણ અનાદિ અનંત હોઇ શકે નહિ એમ પૂરવાર કરીને મહાત્મા ગુરૂ શીખવે છે કે એક પરમાત્માનીજ હયાતી સત્ય છે તેનાથી સ્વતંત્ર જુદી બીજી કોઇ હયાતી સત્ય નથી. માયા એટલે પ્રકૃતિ (Matter) જુદી સ્વતંત્ર હયાતી ધરાવતી નથી પ્રકૃતિ વિના પરમાત્માની હયાતી કાયમ રહી શકે પણ પરમાત્મા વિના પ્રકૃતિની હયાતી હોઇ શકે નહિ પ્રકૃતિ પરમાત્માનીજ પ્રતીતિ ( Materialisation ) છે. તે વિકારી ( Liable to change) છે તેથી તેને અસત્ય મિથ્યા કહે છે. પરમાત્મા મુળ સ્વરૂપે નિર્વિકાર છે તેથી તેને સત્ય કહે છે.

સહુથી સુક્ષ્મ ચતન્યરૂપ પરમાત્મા પોતાની માયા શકિત એટલે પ્રકૃતિ દ્વારા જગતરૂપે કેવી રીતે પ્રકટ (Materialised) થાય છે તે સ્થુલરૂપ સમજાવવા ગુરૂ કહે છે કે તે મન ( અંતઃકરણ )રૂપે પ્રાણરૂપે, આકાશ, વાયુ, અગ્નિ, પાણી અને પૃથ્વી એવા અનુક્રમે પંચ તત્વો રૂપે પોતેજ પ્રકટ થાય છે અને એ મૂખ્ય તત્વોનો મેળ કરીને સ્થુલ સુક્ષ્મ જીવનો રૂપે, ઔષધરૂપે તથા પ્રાણીઓરૂપે પોતેજ પ્રકટ થઇ પ્રાણીઓને

મરજી મુજબ કાર્ય કરવા દઇ જમલ રચના કરી દેખાડે છે. તે સર્વજ્ઞ છે તેથી એવી રચના કરવાને તેનું જ્ઞાન પૂરતું છે. તે સર્વ શક્તિમાન છે. તેથી ચાહે તેવું કરી શકે છે તે સર્વ વ્યાપક છે તેથી પોતામાં સઘળા જગતરૂપ દેખાવો (Manifestations) નિભાવી નિયમમાં રાખવાને તે પૂરતો સમર્થ છે તે સર્વવાતે પૂર્ણ (Self-sufficient) છે. એવી રીતે જગત આત્મા અને પરમાત્માં મળમાં એકજ છે એવું અદ્વૈતજ્ઞાન ગુરૂ કૃપા કરીને શીખવે છે.

## સઘળા ધર્મોને અદ્વૈતજ્ઞાનનો લાભ.

મોક્ષની ઇચ્છાવાળા મુમુક્ષોને માટે તો અદ્વૈતજ્ઞાન ખાસ છે પણ ખુદા એકજ છે એવું માનનારા છતાં જેઓ અગ્નિ આદિ તત્વોની અથવા અણુદિક દેવતાઓની અથવા ગુરૂ કે પેગામ્બરની ઉપાસના કે આરાધાન કરે છે તેઓ પણ એ જ્ઞાનનો લાભ લઇ પોતાના માનીતા તત્વો, દેવતા કે મહાત્મા પેગામ્બરને આરાધતા છતાં વધારે સફાઇથી એક ખુદાને પામી શકે છે.

દાખલા તરીકે અગ્નિ તત્વ કે પાણી તત્વ જોતાંજ એક ધર્મનિષ્ઠ જરથોરતી નમે છે અને તેમના ગુણગાય છે અને એવી રીતે તે તત્વો ઉપર માનસહિત પ્રેમ કરે છે એ સારૂં છે પણ એથી વધારે સારૂં એ છે કે એ તત્વોને જોતાંજ તેઓની ખુબીનો વિચાર કરો અથવા તેઓની ખુબીમાં જોડલા શ્લોક અથવા પ્રાર્થનાના ઉચ્ચાર કરો પણ

આવી ખુબીવાળા તત્વોરૂપે પ્રકટ થયા તે માટે પરમાત્મા ઉપરજ આભાર સહિત પ્રેમ કરો. એવીજ રીતે કોઇ દેવતા કે ગુરૂ કે પેગામબર ઉપર તેઓની ખુબીને ખાતર પ્રેમ કરવા નીકળો છો ત્યારે તેઓની ભલે સ્તુતિ ગાઓ પણ એવી ખુબીવાળા ગુરૂ કે પેગામબર રૂપે પ્રકટ થયા તે માટે આભાર સહિત પ્રેમ તો પરમાત્માનેજ અર્પણ કરો. ચઢિયાતા સ્વરૂપોને માન આપો, પૂજ્ય ગણો, તેઓની સ્તુતિ ગાઓ પણ અદ્વૈત જ્ઞાન વડે સમજો કે તે પરમાત્માનાજ સ્વરૂપો છે અને તે સ્વરૂપો દ્વારા તમારી ઉપર કૃપા કરે છે અને તેથી સઘળો પ્રેમ પરમાત્માનેજ ઘટે છે.

મહાત્મા ગુરૂ શીખવે છે કે જેની ઉપાસના કરશો તેનેજ પામશો. આ ગંભીર શિક્ષણ હમેશાં લક્ષમાં રાખવું અને એક ખુદામાં માનો તો પૂજ્ય જણાતા સ્વરૂપોની સ્તુતિ ભલે ગાઓ પણ ત્યાંજ અટકી ન રહેતાં તેઓની ખુબી માટે તો પરમાત્માનેજ પ્રિય ગણો–મહાત્મા ગુરૂ આગળ વધી કહે છે કે ઉપાસના કે ભકિત કરતી વેળા એક પરમાત્માનેજ ઉપર લખ્યા પ્રમાણે યાદ કરો એટલુંજ નહિ પણ જગતમાં મનગમતા સુખભોગના પદાર્થો મળે ત્યારે તે પદાર્થો જોઇ ભલે ખુશ થાઓ પણ તેમાં મોહ રાખી ન રહેતાં તે પદાર્થો રૂપે પ્રકટ થતાં પરમાત્માજ તમને આનંદ પહોચાડે છે તે માટે પરમાત્મા ઉપરજ પ્રેમ કરો.

કર્મોનુસાર જ્યારે અણગમતા પદાર્થો કે શત્રુ આવી મળે ત્યારે તે સ્વરૂપે તમને મળતા પરમાત્માને ઠપકો આપી

અપ્રિય ગણુશો નહિ કેમકે તે તો તમારાજ કર્મનું ફળ છે. પરમાત્મા તમારા ભલા અર્થેજ તે ફળ તમને ચખાડે છે અને અદલ ઇન્સાફ તોલે છે એમ માની અણગમતા પદાર્થો કે મનુષ્યો ઉપર તિરસ્કાર કે ક્રોધ ન કરતાં પરમાત્માના ન્યાય ઉપર શ્રધ્ધા રાખી શાંત રહેવું—એવી રીતે અદ્વૈત જ્ઞાન જાણી, સઘળામાં એક પરમાત્માનેજ જોઇ ખુદાઇ પ્રેમ ખીલવવાથી એકજ ખુદાને માનવાના જરથોસ્તી, ખ્રીસ્તી અને મુસલમાન ધર્મ જોઇએ તેવા સ્વચ્છ પાળી શકાશે.

એક પરમાત્માજ જગતરૂપે પ્રકટ થયા છે. એવા અદ્વૈત જ્ઞાન થકી જગત સેવા કરવાનું કર્મ માર્ગિઓને મોટું બળ મળે છે. તેઓ જગત સેવાને બ્રહ્મસેવા જાણે છે તેથી જગતની ઉત્તમ પ્રકારે સેવા કરવા છતાં જાણે બ્રહ્મનીજ સેવા કરતાં હોય એવા એક બ્રહ્મ વિચારમાંજ કાળ ગાળે છે અને ભવપાર તરી જાય છે. એવી રીતે ઉપાસના માર્ગ તથા કર્મ માર્ગ ને અદ્વૈત જ્ઞાન બળ આપે છે અને શરીરના દુઃખ અને ભય ઓછા કરી પ્રજાને નિર્ભય અને બહાદુર બનાવે છે.

## સંસાર મિથ્યા કેમ અને કયારે ?

મહાત્મા ગુરૂ સંસારને મિથ્યા કહેતા આવ્યા છે તે શિક્ષણ અધિકારી મુમુક્ષોને કહેવા માટે છે. અનાધિકારીને કહેવા માટે સંસાર મિથ્યા કહ્યો નથી કેમકે વૈતથ્ય (મિથ્યા પણા ) નું શિક્ષણ તેઓની બુધ્ધિમાં કદી પણ ઊતરી

શકતુ નથી. માયા એટલે સંસારના સત્ય, અનિર્વચનીય અને મિથ્યા એવા સમયાનુસાર ત્રણ સ્વરૂપો છે. અજ્ઞાન કાળમાં તમોગુણી પ્રજાને સંસાર સત્ય છે કેમકે સંસારમાં રહીનેજ તમોગુણને જીતી શકાય છે. ગુરૂઓ તેવી પ્રજાની બુધ્ધિને અનુસરતા શિક્ષણ આપી તેઓનો ધર્મ સ્થાપી આપે છે.

રજોગુણી પ્રજા છતા જેઓમાં સત્વગુણ પ્રકાશવા માંડયો હોય એવાઓને જ્ઞાનના અભ્યાસ કાળમાં સંસાર અનિર્વચયનીય છે એટલે સંસારને સત્ય કહી શકાય નહિ તેમ મિથ્યા પણ ગણી શકાય નહિ એવો છે કેમકે તે કાળમાં સંસાર મિથ્યા જાણવા છતાં વ્યવહારમાં સત્ય હોય તેવો ગણવો પડે છે તેથી તે કાળમાં સંસાર અનિર્વચનીય છે.

સત્વગુણી પ્રજાને સાધન સંપતિ પ્રાપ્ત થયા પછી જ્ઞાન થાય છે ત્યારે જ્ઞાન કાળમાં માયા એટલે સંસાર મિથ્યા છે કેમકે તે સમયે માયા એટલે સંસારના વૈતથ્ય નું સંપૂર્ણ ભાન થાય છે અને સઘળું જગત આત્મરૂપ એટલે બ્રહ્મ રૂપજ ભાસે છે.

એવી રીતે અજ્ઞાન કાળના, જ્ઞાનના અભ્યાસ કાળના અને જ્ઞાન કાળના એવા સંસારના ત્રણે સ્વરૂપનો વિચાર કરીને જુદા જુદા અધિકાર વાળી પ્રજાને માટે સમયાનુંસાર સંસારને સત્ય કે મિથ્યા માનવાનો છે. જુદા જુદા અધિકાર વાળી પ્રજાને સંસાર એક સરખો મિથ્યા મનાવવા ઝઘડો કરવો ફોકટ છે.

આનંદ સુખ અને પ્રેમ એવા જુદા જુદા શબ્દો છતાં તેઓ એકજ સ્વરૂપ દર્શાવે છે. જે સુખ આપતું જણાય છે તેજ પ્રિય લાગે છે અને જે પ્રિય હોય છે તેજ સુખ આપતુ જણાય છે સુખ તે અંતઃકરણની આનંદમય લાગણી છે. અંતઃકરણની મનોવૃતિ પ્રિય લાગતા પદાર્થો તરફ ખેંચાયલી રહે છે ત્યાં સુધી જાણે તેનું મોઢુ અંતઃ-કરણની બહાર રહે છે તેથી તેમાં આનંદ સ્વરૂપ આત્માનો પ્રકાશ પડતો નથી પણ કુદરતનો એવો નિયમ છે કે ઇચ્છિત પદાર્થની પ્રાપ્તિ થતાં તે મનોવૃતિ અંતઃકરણમાં પાછી વળે છે એટલે જાણે તેનું મોઢું આત્મા સનમુખ થાય છે તે ક્ષણે તેમાં આત્માનો પ્રકાશ પડે છે અને તે થકી આનં-દનો અનુભવ થાય છે. એવી રીતે આનંદ આપનાર આત્મા છે પણ અજ્ઞાને તે પદાર્થો આનંદ આપતા હોય એમ સમ-જાય છે તેથી મનોવૃતિ ચંચળ થઇને પાછી તુરત તે પદાર્થો તરફ વળે છે. અને આત્માનંદ ચૂકી જાય છે જ્ઞાનીઓ સુખ અર્થાત આનંદ કેવી રીતે પ્રાપ્ત થાય છે તે સમજે છે અને ભોગ પદાર્થો આનંદ આપતા નથી પણ આત્મામાં-થીજ આનંદ મળે છે તેથી તેઓ આનંદ આપનારા પરમ પ્રિય આત્મામાંજ મન લગાડી રહે છે અને ભોગ પદાર્થોને મિથ્યા જાણે છે.

## મુક્તિ માટે જીવન કેવું ગાળવું?

જગતના સઘળા પદાર્થો શાશ્વત સુખ, શાંતિ કે તૃપ્તિ આપતાં નથી એવો જ્યારે સત્ય વિચાર થાય છે ત્યારે જગતના પદાર્થો ઉપરની પ્રિતિ જતી રહે છે અને વાસના ત્યાગ કરી મનુષ્ય નિષ્કામ થાય છે. વાસના તૃષ્ણા વિનાના મનુષ્યને મુક્તિ મળે છે અને મુક્તિ મળે છે ત્યારેજ શાશ્વત સુખ પામે છે. એવી મુક્તિ સઘળાને ગમે છે પણ જેમ ધન વિના દાન કરી પૂન્ય પ્રાપ્ત કરી શકાતું નથી તેમ સાધન સંપતિની પ્રાપ્તિ વિના મુક્તિ મળી શકતી નથી. જગતના બાહ્ય સ્થુલ પદાર્થોમાંથી ચિત્ત ખસ્યું નથી ત્યાં સૂધી ભિત્તરના સહુથી સૂક્ષ્મ એવા, જગતના ધણી તરફ જઇ શકશો નહિ કેમકે પુર્વ અને પશ્ચિમ બન્ને દિશાએ એકી વેળા કદી જઇ શકાતું નથી. અદ્વૈત જ્ઞાનના શિક્ષણો હૃદયમાં ગોખી રાખીને સંસારનાં જાતી અનુભવ વડે તે શિક્ષણોનું સત્ય જોતાં જાઓ અને જગતના સઘળા ખેંચાણકારક પદાર્થોના અસત્યનું અવલોકન કરતા રહો એટલે સત્યાસત્યનું જ્ઞાન થશે અને જેમ અસત્ય વસ્તુ (જગત) માટે ત્યાગવૃતિ ઉત્પન્ન થશે તેમ સત્ય વસ્તુ (પરમાત્મા)ની પ્રાપ્તિ (યોગ) માટેની ઇચ્છા ઉત્પન્ન થશે અને આપો આપ જ્ઞાન માર્ગે વળશો.

મનુષ્ય ચાહે તે કરી શકે છે (Where there is the will there is the way). દ્રઢ નિશ્ચય વડે અશ-કય જણાતા સાધન સંપતિ પ્રાપ્ત કરી શકાશે અને અના-

દિ કાળથી મહા પુરૂષોને થતું આવ્યું છે તેમ તમને પણ આત્મ જ્ઞાન થશેજ. જીંદગીની છેવટની નેમ (Goal) મુક્તિ છે અને તે તરફજ જાણ્યે કે અજાણ્યે કુદરત તમને ચાલુ ધસડે છે. ચતુર હોય તે વહેલા ચેતે છે. સ્વપ્ના વસ્થામાંથી જાગૃત થઇએ ત્યારેજ સ્વપ્નાવસ્થા મિથ્યા સમજાય છે તેવી રીતે અજ્ઞાન મટયા પછી એટલે જ્ઞાન થવા પછીજ સંસાર મિથ્યા સમજાય છે તે પહેલાં તો સંસાર જ્ઞાન પ્રાપ્ત કરવાની જાણે નિશાળ છે. બોથડ નિશાળ્યાની પેઠે એ નિશાળમાં પડી રહેવાનું નથી પણ ચાલાક નિશાળ્યાની પેઠે પરીક્ષા આપી એ સંસારની નિશાળમાંથી ઝટ પસાર થઇ જવાનું છે. એવી રીતે સમજાશે કે અદ્વૈત જ્ઞાનના શિક્ષણ જાણ્યા કે ઝટ સન્યાસી થઇ જવાનું નથી પણ સંસારની નિશાળમાં સાધન સંપત્તિની પ્રાપ્તિ વડે પરીક્ષા પસાર કર્યા પછી ચાહે વસ્તીમાં વસો ચાહે વનમાં વસો તો કોઇ તમને પુછનાર નથી.

દ્રઢ નિશ્ચયથી સાધન સંપતિ પ્રાપ્ત કરવા જયારે મેદાન પડો ત્યારે શારીરિક જીવનનું શું કરવું અને આત્મમય જીવન કેમ ગાળવું તે વિષે મહાત્મા ગુરૂ સમજાવે છે કે સત્ય અદ્વૈતજ્ઞાન વડે, જગતમાં જે જે નજરે પડે છે તેના અંતઃકરણને એકજ પરમાત્મા (ખુદા) આત્મારૂપે પ્રકાશે છે એટલે તમારો આત્મા અને જગતનો આત્મા એકજ છે જુદો નથી એવી શ્રધ્ધા આગળ લખેલા

તત્વજ્ઞાન વડે દ્રઢ કરવી અને જગત સાથે આત્મિક ઐકયતા સાંધવી. પશુ પક્ષી મનુષ્ય અને દેવતાઓના જુદા જુદા સ્વરૂપો તેઓની બુધ્ધિ પ્રમાણેના ઘડાયા છે એટલે પશુ બુદ્ધિ વાળાને પશુનું શરીર અને મનુષ્ય બુદ્ધિ વાળાને મનુષ્ય શરીર પ્રાપ્ત થાય છે. સઘળાનું છેવટનું ધામ એટલે સ્વધામ આત્મ ભૂવન છે. સઘળા તે તરફ કુચ કરવા વાળા વટેમાર્ગુઓ છે જેવું જ્ઞાન તેવી બુધ્ધિ હોય છે. સઘળો ફરક બુદ્ધિમાં હોય છે. બુદ્ધિ પ્રમાણે કોઇ વટેમાર્ગુ આગળ વધેલો તો કોઇ પાછળ રહેલો હોય છે. એવી દ્રષ્ટિથી સઘળા જગતને જોવું. જેમ આગળ વધેલા ગુરૂ તમારા ઉપર કૃપા રાખે છે તેમ તમારે પછાત પડેલાઓ ઉપર કૃપા દ્રષ્ટિ રાખવી અને તેઓની પ્રગતિ થાય એવી નેમ રાખીને તેઓ સાથે પ્રસંગોપાત ઘટે તેમ સખતાઇ અથવા નરમાશથી વર્તવું. એવી રીતે આત્મિક એકત્વ લક્ષમાં રાખીને જગત સાથે સમ દ્રષ્ટિથી ધર્મશાસ્ત્રમાં જેવો વ્યવહાર કાયદા પૂર્વક કહ્યો હોય તેવો વ્યવહાર ચલાવવો.

ઘોડેસ્વાર ઘોડા સહિત હરે ફરે છે અને વેળાસર ઘોડાને દાણો પાણી આપે છે તેમજ માલીશ કરી તેને સ્વચ્છ રાખે છે પણ ઘોડાની ભૂખ તરસથી સ્વાર પોતે પીડાતો નથી તેમ શરીરને શુધ્ધ પવિત્ર રાખી ઘટતી હદમાં તેને ભોજન પાણી આપવાનું છે ઘોડાને તો ધાન્ય ઉગેલાં ખેતરો કે કોઇના બાગ બગીચા ચરી ખાવાનું ઘણુંએ મન થાય છે અને આમ તેમ દોડવા ગમે છે પણ સ્યાણો સ્વાર જેમ

તેને વશ રાખે છે તેમ મુમુક્ષોએ ઇન્દ્રિયો દ્વારા પરાયા ભોગ પદાર્થોમાં ચિત્ત ઘણુંએ દોડયા કરે પણ તેને વશ રાખવાનું છે.

વાછરડા વાળી ગાય દૂર ચરવાં જાય છે પાણી પીવા જાય છે અને શરીરનો નિર્વાહ ચલાવે છે ખરી પણ તમારા જોવામાં આવે છે કે તે ગાય ચરતી જાય છે અને જરા જરામાં મોઢું ઉંચું કરીને વાછરડું બાંધ્યું હોય છે તે દિશા તરફ નજર કર્યા કરે છે પાણી પીતા પીતા પણ અનેકવાર મોઢું ઉંચું કરી તેજ દિશાએ જોય છે. તેવીજ રીતે પોતાના તથા તમારે આસરે પડેલા કુટુંબીઓના શરીરોના નિર્વાહ અર્થે શરીરને કાર્ય કરવા દો પણ ગાય જેમ પોતાનું ચિત્ત વાછરડામાં રાખે છે તેમ તમારૂ ચિત્ત તો પરમાત્માને અર્પણ કરી રાખો.

કુદરતી રીતે દરેક પ્રજામાં જાણ્યે કે અજાણ્યે મનુ-ષ્યોની શુદ્ર, વૈશ્ય, ક્ષત્રી અને બ્રાહ્મણ એવી મુખ્ય ચાર વર્ણો હોય છે તે એક પ્રજાના જુદા જુદા અવયવો જેવી છે એક વિના બીજાને ચાલે તેમ નથી. એ ચારે વર્ણોએ અદ્વૈત જ્ઞાન લક્ષમાં રાખીને પોત પોતાનો ધર્મ પૂર્ણ અંશે પાળવો જોઇએ એટલે સંસાર વ્યવહારમાં તેઓનું જે કર્ત-વ્ય હોય તે પૂરેપૂરૂ બજાવવું જોઇએ. મનુષ્યો ધંધા થકી નીચ થતા નથી પણ મલીન અંતઃકરણ થકી નીચ હોય છે. આ ભારત ભૂમીમાં રોહીદાસ નામના મહાન પુરૂષ ચમા-રનો ધંધો કરતા રહીને પરમાત્મા ચિંતનમાં લીન રહેવાથી મોટા મહાત્મા થઇ ગયા છે એવા અનેક દાખલાઓ મળી

આવે છે. અદ્વૈત જ્ઞાન સઘળાને જાણવાની છુટ છે પણ શુધ્ધ અંતઃકરણ વાળાજ તે ગ્રહણ કરી શકે છે માટે એ જ્ઞાન જેઓની બુદ્ધિમાં ન ઉતરે તેઓએ નિરાશ ન થતાં અંતઃકરણને પવિત્ર શુધ્ધ રાખવાનો શ્રદ્ધા પૂર્વક યત્ન કરવો તેઓ પણ એ માર્ગે આખરે વળશેજ.

રાજકુમાર રમતમાં ઉતરે છે ત્યારે પોતાની પદવી જાણે છે છતાં રમતમાં જે ભાગ ભજવવો પડે તે હોંસે હોંસે ભજવે છે તેમ સાધન સંપતિ પૂર્ણ અંશે પ્રાપ્ત થતા સૂધી કર્માનુસાર સંસારમાં તમને સારો કે માઠો જે ભાગ ભજવવાનો મળ્યો હોય તે આનંદી સ્વભાવ રાખીને ચોકસ ભજવવો કેમકે ગુરૂ કૃપાથી તમને જ્ઞાન થયું છે કે તમે તો મળ સ્વરૂપે આત્મા છો અને પરમાત્માથી જુદા નથી એટલે પોતે સચ્ચિદાનંદ સ્વરૂપ છો. તમારા શરીરને જે સ્થિતિ સંસારમાં મળી છે તે તેનાજ કર્મનું ફળ છે. શરીરને તેના નિર્વાહ અર્થે ગાયની પેઠે કાર્ય કરવા દો અને સાધન સંપતિ પ્રાપ્ત કરવામાં મથ્યા રહો.

જે કાર્ય જગતમાં હલકું ગણાતું હોય તે કાર્યને જ્ઞાન થવા પછી તમારે હલકું ગણવાનું નથી કેમકે હવે તમે સમજી શકશો કે જગત એક નાટક જેવું છે. નાટકમાં કોઇ રાજા રાણી તો કોઇ ચોર ખૂનીનું પાત્ર ભજવે છે પણ ખરૂં જોતાં તો તે એક સરખા મનુષ્યો છે તેમજ જગતમાં મનુષ્યો જુદા જુદા પાત્રો ભજવે છે પણ ખરૂં

જોતાં તો એકજ આત્માના તે સઘળા સ્વરૂપો છે. નાટક-
કારોનો વેષ ઉતારી લેતાં રાજા કે રાણી જેવું કશું રહેતું
નથી તેમ નજરે પડતું જગત આત્માનો વેષ માત્ર છે તે
બાદ કરતાં જગત જેવું કશું રહેતું નથી પણ એક આત્મા
એટલે પરમાત્માજ બાકી રહે છે. સમજુઓ નાટકકારોના
વેષથી અંજાતા નથી અને તેનો વ્યવહાર સત્ય જાણતા
નથી પણ તે જોઇ ગમ્મત મેળવે છે તેમ અદ્વૈત જ્ઞાન થયા
પછી જગતમાંના ન્હાના મ્હોટાં સ્વરૂપોથી જ્ઞાનીઓ અંજાતા
નથી તેઓનો વ્યવહાર સત્ય જાણતા નથી પણ જેમ બાળક
રમકડાં સત્ય હોય તેમ તેની સાથે નિર્દોષ રમત રમે છે
તેવી રીતે જ્ઞાનીઓ જગત સાથે નિષ્કામ રમત રમતાં કાળ
ગાળે છે.

સુખ ભોગના પદાર્થો નિત્ય નથી, સત્ય નથી, અને
તૃપ્તિ આપતા નથી પણ જેમ વધારે ભોગવાય છે તેમ
ભોગવવાની તૃષ્ણા વધે છે અને સઘળા અનર્થનું મૂળ
વાસના તૃષ્ણા છે એવા સત્ય જ્ઞાન વડે ભોગ વસ્તુઓમાં
વૈરાગ્ય વૃતિ રાખી જગતમાં જે કાર્ય કરો તે નિષ્કામ
કરવાં. અંગત લાભને ખાતર સકામ કાર્ય કરવા
વાળાઓ જેમ કાળજીથી કાર્ય કરે છે તેમ સઘળા કાર્યો
કાળજી રાખી કરવા. શરીરને નિર્વાહ અર્થે કાર્યનું ફળ કર્મા-
નુસાર મળવાનુંજ છે એવી શ્રધ્ધા રાખી તે કાર્યો બજાવતી
વેળા અંગત લાભની કોઇ ઇચ્છા કે વિચાર કરવો નહિ
ફળની ઇચ્છાથી કરેલા ભલાં કે ભૂડાં કાર્યો કર્મબંધન નિષ-

જાવે છે અને તેનાં ફળ ભોગવવા જન્મ મરણના ફેરામાં પડવું પડે છે એવો ભય રાખી નિષ્કામ થઇ ભલી કે ભુંડી સઘળી વાસના તૃષ્ણાઓ દુર કરી અંતઃકરણ નિર્મળ પવિત્ર રાખવું. મુમુક્ષોનું જીવન રાગ અને દ્વેષ વિનાનું હોવું જોઇએ તેવું જીવન નિષ્કામ થવા સિવાય ગાળી શકાય નહિ અને અંતઃકરણ શુધ્ધ નિર્મળ બની શકે નહિ કેમકે વાસના તૃષ્ણા અંતઃકરણને અસ્થિર અને મલીન રાખે છે. કશીપણ ઇચ્છા વાસના વિનાનું નિષ્કામ અંતઃકરણ હોય તોજ તે સ્થિર અને નિર્મળ થાય છે અને અંતઃકરણમાંથી વાસના તૃષ્ણા દૂર કરી તેને નિર્મળ એટલે પવિત્ર કર્યા વિનાં બુધ્ધિ કદીપણ સ્થિર થઇ શકતી નથી અને આત્મજ્ઞાન થતું નથી

શરીરને સુખ ભોગના પદાર્થો કર્માનુસાર આવી મળે તેમાં મોહી રહેવું નહિ અથવા ન મળે તો તે મેળવવાની તૃષ્ણા રાખવી નહિ વાસના તૃષ્ણાને ખાતર કાર્યો કરવાના નથી પણ કર્માનુસાર ગયા જન્મના ફળ તરીકે જે કાર્ય કરવાનો સંસાર પ્રાપ્ત થયો છે તે કાર્ય ફરજ તરીકે બજાવતા રહી સાધન સંપતિ પ્રાપ્ત કરતા રહેવાનું છે. તત્વજ્ઞાન વડે પૂરવાર કરીને મહાત્મા ગુરૂ શીખવે છે કે તમારા મન, બુદ્ધિની રચના એવી છે કે તમે પોતાને જેવા વિચારશો તેવા બની રહેશો ( As you think so you become ) પોતાને જેનાથી લેષ માત્ર પણ જુદા માનશો તેનાથી સદા જુદાજ રહેશો અને જે ની સાથે પોતાનું સંપૂર્ણ ઐકય માનશો તેની સાથે ઐકય ( oneness )

પામશોજ, પરમાત્મા અનેક વિભૂતિરૂપે પ્રકટ થયો છે તેમાંની કોઇ વિભૂતિ ( Manifestation ) ઉપર મોહ રાખી રહેશો તો તે વિભૂતિનેજ તેના ભૂવને પામશો, શુદ્ધ નિરંજન નિરાકાર પરમાત્માને કદી પામશો નહિ.

સહુથી ઉત્તમ અને સંપૂર્ણ મુકિત પરમાત્મા સાથે અદ્વૈત જ્ઞાનવડે ઐક્ય સાધવાની છે માટે ગાય વાછરડામાંજ એક ચિત રાખીને હરે છે ફરે છે તેમ તમારે એકજ વિચારમાં જીવવાનું છે કે એકજ પરમાત્મા (ખુદા) સઘળા મનુષ્યોના, સઘળા મહાત્માઓના, બ્રહ્મા આદિ સઘળા દેવતાઓના, સઘળા ઇઝદ અમસારપંદોના, સઘળા પીર પેગામમબરોના તેમજ મ્હારા પોતાના અંતઃકરણને આત્મારૂપે પ્રકાશે છે તે કારણે આત્મારૂપે હું અને તે સઘળા એકજ છઇએ એટલુંજ નહિ પણ આત્મારૂપે હું અને પરમાત્મા પણ એકજ છઇએ એવી રીતે જગત અને પરમાત્મા સાથેના પોતાના આત્મિક એકત્વના ચિંતનમાં કાળ ગાળવો અને પરમાત્માજ એક સત્ય છે અને જગત મિથ્યા છે એવા વિવેક વડે જગતના વૈતથ્ય ( મિથ્યાપણા ) ના નીચે લખેલા દ્રષ્ટાંતો નો વારંવાર વિચાર કરતા રહેવું.

સોનું જુદા જુદા નામ અને ધાટવાળા દાગીના રૂપે નજરે પડે છે તે દાગીનાના મનુષ્ય બુદ્ધિએ કલ્પેલા નામ અને રૂપ ઉપર ધ્યાન નહિ આપ્યે તો તે દાગીના માત્ર સોનુંજ છે એમ જણાય છે તેમ પરમાત્મા અનેક નામ રૂપવાળા જગત રૂપે દેખાવ દે છે તેના કલ્પિત નામ અને

રૂપ તરફ નહિ જોઇએ તો એક સત્ય પરમાત્માજ જણાશે અને જગત માત્ર નામ રૂપાત્મક જણાશે જુદા જુદા નામ રૂપવાળા સોનાના દાગીના તરફ જોતાંજ સમજુ લોકને તે સોનુંજ ભાસે છે પણ સોના તરફ જોતાં તેમાં દાગીના ભાસતા નથી તેમ જ્ઞાનીઓને પરમાત્મામા જગત ભાસતુ નથી પણ જગત તરફ જોતાં પરમાત્માજ ભાસે છે. અજ્ઞાન બાળકને લાકડાના રમકડાંના હાથી ઘોડા સત્ય રૂપે ભાસે છે પણ સમજુઓ તો તેને લાકડુંજ દેખે છે તેમ અજ્ઞાને જગત સત્ય ભાસે છે પણ જ્ઞાનીઓ તો જગતને એક પરમાત્મા તરીકેજ દેખે છે.

જેમ નાટકકારોના રાજા રાણીના વેષ ભ્રાંતિ કરાવનારા અસત્ય મિથ્યા છે તેમ ભિન્ન ભિન્ન નામ રૂપ ગુણ વાળું જગત સત્ય પરમાત્માનું જ્ઞાન થવામાં ભ્રાંતિ કરાવનારૂ અસત્ય મિથ્યા છે. સત્ય જોતાં આકાશમાં વાદળાં દોડતાં હોય છે પણ ખોટી રીતે ચંદ્ર દોડતો જણાય છે તેમ તમોગુણમાં એવી આવરણ શકતી છે કે જે પદાર્થો જે રૂપે ન હોય તે રૂપે જણાય એવું મિથ્યા જ્ઞાન કરાવે છે. થોડા અંધારામાં પડેલી દોરડી સર્પ રૂપે ભાસે છે તે મિથ્યા જ્ઞાન છે અને દિવાનો પ્રકાશ થતાં દોરડી સ્પષ્ટ જણાઇ આવે છે તે દોરડીનું સત્ય જ્ઞાન થયું કહેવાય છે. ગુરૂ કૃપાથી સત્ય જ્ઞાન થાય છે તેના પ્રકાશ વડે પરમાત્માનુ જ્યારે યથાર્થ જ્ઞાન થાય છે ત્યારે પરમાત્માનું સત્ય અને જગતનું વૈતથ્ય સમજી શકાય છે.

તમોગુણવાળી બુદ્ધિને મિથ્યા જ્ઞાન થાય છે તેથી
ખરેખરો પોતે આત્મા છતાં ખરેખરો હું તો મનુષ્ય છું
એવી બુધ્ધિ રહે છે. જ્યાંસુધી એ મિથ્યા જ્ઞાન છે ત્યાંસુધી
શારીરિક વિષય વાસનાનો વ્યવહાર સત્ય હોય તેમ મનુષ્ય
તેમાંજ વળગેલા રહે છે જ્યારે અનેક જન્મો લેતાં સત્વગુણ
ખીલે છે અને ગુરૂ કૃપાથી સત્ય એટલે યથાર્થ જ્ઞાન થાય
છે ત્યારે સમજાય છે કે સ્થુલ કે શુક્ષ્મ શરીર, પ્રાણ કે
અંતઃકરણની વૃતિઓ તે હું નથી પણ હું કરીને વાણી વડે
વિચાર વડે પ્રકટ થવા વાળી અહંકાર વૃતિથી પર એવું
જે ચૈતન્ય તે ખરેખરો હું છું. હું એવી વાણી કે વિચાર
ના જેની પ્રતીતિ ( Manifestation ) છે એવું જે
ચૈતન્ય તે આત્મા છે. ખરેખરો હું તે આત્મા છું એવું
યથાર્થ જ્ઞાન થાય ત્યારે પોતાને સત્ય આત્મ સ્વરૂપ જાણીને
મુમુક્ષોએ સ્વસ્વરૂપનું ચિંતન કરવું જોઇએ કે સચ્ચિદાનંદ
પરમાત્મા મ્હારા અંતઃકરણને આત્મારૂપે પ્રકાશે છે તેજ
મ્હારૂ સત્ય સ્વરૂપ છે અર્થાત સત્ય જોતાં હું આત્મારૂપે
બ્રહ્મ છું. અહં બ્રહ્માસ્મિ !!!

એવા ચિંતનના અભ્યાસવડે અંતઃકરણ બ્રહ્માકાર
રહે છે અને બ્રહ્મ ( પરમાત્મા )ના સચ્ચિદાનંદ સ્વરૂપનું
યથાર્થ જ્ઞાન થાય છે તેથી મહાત્માઓ અહં બ્રહ્માસ્મિ
એટલે હું બ્રહ્મ છું એવું નિરંતર ચિંતન કરતા રહી અંતઃ-
કરણને બ્રહ્માકાર રાખે છે. એવી રીતે “ હું મનુષ્ય છું ”

એવું અજ્ઞાન " હું બ્રહ્મ છું " એવા જ્ઞાનમાં લય થઇ જાય છે એટલે બુદ્ધિ બ્રહ્મમાં લય થઇને બ્રહ્મમય બની રહે છે. સૂર્યોદય વેળા પ્રથમ સુર્યના પ્રકાશનો ઉદય થાય છે તે અંધકારને દુર કરે છે પછી સુર્ય પોતે દર્શન દે છે તેમ પ્રથમ જ્ઞાનના પ્રકાશ વડે અજ્ઞાન દુર થાય છે પછી આત્મા રૂપે પ્રકાશતા સચ્ચિદાદાનંદ સ્વરૂપ બ્રહ્મ ( પરમાત્મા ) નો જ્ઞાનીને આપો આપ શાક્ષાત્કાર થાય છે.

અદ્વૈતજ્ઞાનના શિક્ષણો જોઇ વિચાર શકિતવડે સ્વસ્વ-રૂપનું જ્ઞાન જ્યારે સ્પષ્ટ થાય છે અને સાધન સંપતિ પ્રાપ્ત કરી ચિત વશ કરે છે ત્યારે ૐ નો મહામંત્ર ઉચ્ચારતાં ગુરૂ શીખવે છે તેનો સવાર સાંજ અભ્યાસ કરવાથી અંતઃકરણની સ્થિરતા વધતી જાય છે. વાસના તૃષ્ણા વગરનું અંતઃકરણ સ્પષ્ટ આત્મમય થતું જાય છે અને આત્માનંદમાં બુદ્ધિ સમાધિસ્ટ થઇ રહે છે. એ જ્ઞાન સમાધિમાં સંપૂર્ણ આત્મા જ્ઞાન થાય છે અર્થાત સ્વસ્વરૂપનું સંપૂર્ણ ભાન થાય છે બુધ્ધિ સચ્ચિદાનંદ સ્વરૂપ બની રહે છે એવા જ્ઞાનીઓ બ્રહ્મ સ્વરૂપજ હોય છે એવી રીતે જ્યાંસુધી અજ્ઞાન રહે છે ત્યાંસુધી એક વ્યકિત સાધારણ મનુષ્ય હોય છે પણ જ્યારે તે વ્યકિતને જ્ઞાન થાય છે ત્યારે તે બ્રહ્મસ્વરૂપ બની જાય છે અને કુદરતના ધણી ( **Master** ) થઇ બેસે છે. આ જમાનામાં સ્વામી રામતીર્થે એક સમયે ભયંકર વરશાદ અને કરાંનું તોફાન માત્ર બંધ રહો ! ( **Stop** ) એટલું

બોલતાંજ થોડી મીનીટમાં સમાઇ ગયલું મોટા આબરૂદાર સાક્ષીઓએ નજરે જોઇ કહ્યું છે. આ લેખકને પણ એવા અનુભવ થયા છે તેથી રામ તીર્થ સ્વામીનું સત્ય માન્ય રાખી હિમ્મતથી અત્રે લખ્યું છે.

ૐ નું મહત્વ એટલું મોટું છે કે તેનું જ્ઞાન આપવા મ્હોટા મ્હોટા ગ્રંથો લખાયા છે. સઘળી ભાષાઓ એટલે વાણી માત્રનું મૂળ ( Origin ) એ ૐ છે. સઘળા ભુવનો અને જગતરૂપ પરમાત્માની પ્રતીતિ ( Manifestations ) નું મુળ એ ૐ છે. ટુંકમાં ૐ એ બ્રહ્મનું સ્વરૂપજ છે. અને કહે છે કે પ્રથમ ૐ નો ઉચ્ચાર થયો તેમાંથી જગત પ્રકટ થયું એ વિષે અત્રે પૂરતું લખવાને બને એમ નથી. જીજ્ઞાસુઓએ ગુરૂને શરણે જઇ એનું શિક્ષણ લેવું. પારસી ભાઇઓ પણ કહે છે કે દાદાર હોરમઝદ દુનિયા પેદા કરતી વખતે અહુનવરનો કલામ પઢયા હતા. જેઓ એમ સમજે છે કે દાદાર હોરમઝદ " યથા અહુ વેરયો " નું આખું મંત્ર ભણ્યા હતા તે સમજ ખોટી છે. ૐ અ, ઉ અને મ નો બનેલો અઉમ એટલે ઓમ ઉચ્ચાર છે તેથી અહુનવરનો કલામ એટલે અઉમ વાળો ઉચ્ચાર દાદાર હોરમઝદે પ્રકટ કીધો હતો એમ અસલ લખનારની મતલબ હોવી જોઇએ. તે કાળે કરીને જુદા અર્થમાં સમજાવા લાગી છે. અઉમનું મહત્વ ગાવા " યથા અહુ વેરયો " નું મંત્ર જોડાયું હોય તે બનવા જોગ છે.

મુસલમાનો ઇસ્મે આઝમ એટલે મ્હોટામાં મ્હોટું એક નામ (ખુદાનું) જાણવા માટે આકાશ અને પાતાળ એક કરી રહ્યા છે કેમકે તેઓ માને છે કે તે મળી આવે તો સઘળુ મળે અને બીજું અધિક કશું મળવાનું બાકી રહે નહિ એ માન્યતા સત્ય છે એવું માનનારા મારા મુસલમાન ભાઇઓને જણાવું છું કે ૐ તેજ ઇસ્મે આઝમ છે કેમકે તેના વડે ખુદ ખુદા મળે છે તો તેથી અધિક બીજું મેળવવાનું બાકી શું રહ્યું ? બાઇબલમાં ખ્રીસ્તી સાહિત્ય કહે છે " And the Word was God " એ ૐ છે. માટે મુસલમાન ભાઇઓ ઇસ્મે આઝમ ૐ ની તસબીહ ફેરવતા રહીને, પારસી ભાઇઓ અહુનવર ૐ નો કલામ પઢતા રહીને, ખ્રીસ્તી ભાઇઓ The Word ૐ was God એ સત્ય માનતા રહીને, હિંન્દુભાઇઓએ વાણી રૂપ બ્રહ્મ ૐ નો આંશ્રય લઇને, મુસલમાન, પારસી, ખ્રીસ્તી અને હિંન્દુભાઇઓ સઘળા ભેદ ભાવ ભૂલી જઇને એક બ્રહ્મ સ્વરૂપ જે તનો સઘળાંઓનું મૂળ સ્વસ્વરૂપ છે. તેને પામો !!! ૐ શાંતિ ! શાંતિ ! શાંતિ !

કૃપા સદ ગુરૂની કહો સત્ય જાણી
કે વેદાન્ત વાણી હવે સત્ય જાણી
નથી આગ પાણી જુદાં એમ જાણી
રહો ઐક્ય માની હવે સત્ય જાણી
જગત માત્રમાં એક ચૈતન્ય જાણી
જવાદો જુદાઇ હવે સત્ય જાણી
તમે સચ્ચિદાનંદ છો એમ જાણી
થવા દો ખુદાઇ હવે સત્ય જાણી
કે અદ્વૈત જ્ઞાની ગુરૂ સત્ય જાણી
કહો ઓમ શાંતિ હવે સત્ય જાણી

---

## જરથોસ્તી ભાઇઓને બે બોલ.

વિચાર તે ભાષા છે. જેટલું ભાષા બળ તેટલું વિચાર બળ હોય છે. મનુષ્યને સહુથી અનુકૂળ ભાષા તે માતૃ ભાષા છે. આ લેખ માતૃ ભાષામાં લખાયલો છે તે પારસી ભાઇઓ સમજી ન શકે તો તે કમનસીબી લેખાવી જોઇએ. કાચું ગુજરાતી ભણીને ઇંગ્રેજી ભણવા દોડી જનારા અને તે પૂરતું ભણ્યા વિના કામ ધંધે વળગી જનારા પારસી ભાઇઓ શુક્ષ્મ બાબતો સમજી શકે નહિ અને તેઓની વિચાર શકિત વિશાળ હોઇ શકે નહિ એ સ્પષ્ટ જોઇ લઇને આગેવાનોની પહેલી અને સહુથી તાકીદની ફરજ ઉધરતી ઓલાદને પાકું ગુજરાતી શીખવવાનો બંદોબસ્ત કરવાની છે.

ફ્રવષિ, રવાન, બુધ્ધિ, સ્પેના મીનો, અંગ્રમીનો, અમશારપંદો વિગેરે તત્વોના ધર્મ શાસ્ત્રમાં એશારા મળી આવે છે પણ તેમાં તે તત્વોના શિક્ષણ નહિ હોવાથી ઓરથોડોક્ષ કહેવાતા અને શુધરેલા ગણાતા એવા મુખ્ય બે ભાગમાં

આગેવાનો વહેંચાઇ રહીને પોતાના પક્ષને અનુસરતા વિચા- રોથી ધર્મની બાબતોને રંગ આપે છે. ઓરથોડોક્ષ કહે- વાતા મુખ્ય કરીને થીઓસોફીમાંથી તત્વ જ્ઞાન જાણે છે તે અધુરૂ હોવાથી તેઓ શૂધરેલા કહેવાતા પક્ષને જીતી શકતા નથી અને શૂધરેલો કહેવાતો પક્ષ ઓરથોડોક્ષોની વાતોને તોડી શકે છે પણ તત્વ જ્ઞાન ન હોવાથી તેને જોડી શકતો નથી.

બન્ને પક્ષના ભાષા પંડીતો તત્વ જ્ઞાન નહિ છતાં આત્મા, આત્મિક શકિત, અણુદિઠ શકિત, અણુદિઠ ભૂવન અણુદિઠ પ્રવાહો, ધ્રુજણીઓ બુધ્ધિ મનોબળ વિગેરે શબ્દો વાપરી ગંભીર લેખ લખે છે તે ઘણો ભાગ તત્વ જ્ઞાનીઓને તોરછબરડા સમાન જણાય છે પણ તે વાંચી ઓછો બખર- દારવર્ગ તો નાની ભૂલભૂલામરીમાંથી મોટી ભૂલભૂલામરીમાં જઇ પડે છે. તાસુબી ( Prejudice ) જ્ઞાન થવામાં સહુથી મોટી નડતર સમાન છે તે દૂર કરી, ખુદાઇ બશારત ( Re velation ) થી જાહેર થયલા, સઘળા વહેમોથી નીરાળા અદ્દૈત વેદાન્તનો મઝહબનુ ભલુ ચાહનાર આગેવાન ભાઇઓ લાભ લો, તે વડે ધર્મ ફીલસુફીને ઉકેલો, સંઘળા પક્ષો એકઠા મળી અવસ્તા ફીલસુફીનુ સત્ય તારવી કાઢો, દીનને ખાતર શૂધરેલા કહેવાતા પોતાના આગલા વિચારો અથવા ચાલતી આવેલી માન્યતાઓ ટેકનો વિચાર ન કરતાં છોડવા ઘટે તો છોડી દો પણ ગુચવાડામાં પડેલી કોમને સત્ય બનતી તાકીદે સમજાવી દો એવી અરજ ગુજારી લેખ ખતમ કરૂં છું.

ધ. મે. હા.

# ખાસ સૂચના.



આ લેખ છાપવા છપાવવાના કોઈ હક સ્વાધિન રાખ્યા નથી કેમકે એવાં હક સ્વાધિન રાખવા યોગ્ય નથી શ્રીમંતો, પત્રકારો અને જેઓ આ સત્ય જ્ઞાનનો ફેલાવો કરવાની સત્તા શકિત ધરાવતા હોય તેઓ જો આ લેખ વધારે સંખ્યામાં છાપી છપાવી એનો ફેલાવો કરશે તો જ્ઞાનદાનનું પૂન્ય પ્રાપ્ત કરશે અને અમારા આશિષ પામશે.

ધ. મૈ. હા.